( सरकारी तथा वडोदरा राज्यना
केळवणीखातामां चालती )

# बाळ-गरबावळी.

કર્તા

ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષર

स्व. नवलराम लक्ष्मीराम.

આવૃત્તિ ૨૬ મી.　　　　નકલ ૧૩,૦૦૦

૧૯૧૫.

કિંમત ૦-૩-૬.

સ્વર્ગસ્થ સાક્ષર

નવલરામ લક્ષ્મીરામના

પુત્ર

ધીમતરામ નવલરામે

ગદ્યપદ્યાત્મક રચેલું

વિષ્ણુશર્મા કૃત

# હિતોપદેશનું

## ભાષાંતર

કિંમત રૂ. ૧.

મળવાનું ઠેકાણું:—

બુકસેલર કરસનદાસ નારણદાસ—સુરત.

The Department of Public Instruction, Bombay.

# BAL-GARABAVALI

OR

## A SONG-BOOK FOR GIRLS

BY

The late NAVALRAM LAKSHMIRAM,

Principal, Training College, Kathiawar.

# બાળ-ગરબાવળી.

કર્તા

રા. રા. નવલરામ લક્ષ્મીરામ.

પ્રસિદ્ધ કર્તા

ગં. સ્વ. વસુમતિ ધીમતરામ નવલરામ-સુરત.

આવૃત્તિ ૨૬ મી.



સંવત ૧૯૭૫—૮૦ સ૦ ૧૯૧૯

# પ્રસ્તાવના

મનની કેળવણીમાં અભ્યાસ એ એક અવશ્યનું સાધન છે; સારી કવિતા માણુસનાં રસજ્ઞાન તથા કલ્પનાને કેળવણીથી પ્રફુલ્લિત કરે છે; તેને સારૂ સુખનું એક નવું તથા અપૂર્વ બારૂં ઉઘાડે છે; અને મનની ઉંચી વૃત્તિઓને જાગ્રત કરી તેની પાસે ઉંચાં કર્મ કરાવે છે. શાસ્ત્રના અભ્યાસથી પરિપક્વ થએલી બુદ્ધિને કોમળ, ચપળ, ઉમંગી તથા ઉદાર કરનાર સારી કવિતાજ છે.

પણ **બાળ કેળવણીને** લાયક કવિતા મળવી મુસ્કેલ પડે છે; કેમકે કવિતા ઘણું કરીને પોતાની અવસ્થાનોજ રસ વર્ણવી જાય છે, અને બાલ્યાવસ્થાના રસ અને કલ્પનામાં ઉતરવું એ બહુ અઘરૂં છે. એ કારણથી સઘળી ભાષામાં સારી **બાળ-કવિતા** થોડીજ દીઠામાં આવે છે. આપણી ભાષામાં તો તેની કેવળ ખોટજ છે.

એ ખોટ પૂરી પાડવાને અર્થે મારો વિચાર ઘણા વખતથી યથાશક્તિ કાંઈ કરવાનો હતો, અને તેથી **કેળવણી ખાતાની તરફથીજ ગરબાવળીની માંગણી આવતાં** મેં તે ઉમંગથી ઝીલી લીધી છે. એમાં ધારેલી મતલબ કેટલી પાર પડી છે—એટલે એમાં રસ કેટલો આવ્યો છે, અને તેમાં તે બાળકથી ગ્રહણ થઇ શકે એવો કેટલો છે—એનો નિર્ણય કરવો એ **બાળ કેળવણીના** ચતુર અનુભવીઓનું કામ છે. ગરબીઓ કેવી રીતે ગાવી તે જાણવાને સારૂ

તેને મથાળે એક પ્રસિદ્ધ *કડી મૂકવાનો રિવાજ છે, પણ તે પ્રમાણે કેટલાંક કારણોથી આ ચોપડીમાં થઈ શક્યું નહિ, તે છતાં તેનો **પદ્યબંધ** તો જણાય એમ ધારી મેં તેનાં સાંકેતિક નામ ત્યાં લખ્યાં છેઃ—જેમકે ચોચોકા એટલે ચાર ચાર માત્રાના ચાર ગણ જેના પ્રત્યેક ચરણમાં સમાયલા છે તે. **अ, इ, उ, ओ,** વગેરે નામને અંતે જે પ્રત્યય લગાડ્યા છે તેમાં પણ મર્મ રહેલો છે, પરંતુ તે સઘળો વિસ્તાર આ ઠેકાણે આપી શકાતો નથી.

મુ૦ રાજકોટ, તા૦ ૬ ઠ્ઠી સપ્ટેમ્બર, ૧૮૮૭.

**ન. લ.**

---

* પણ એની જરૂર જણાવવાથી સન ૧૮૭૫ના એપ્રિલ માસના ગુજરાતશાળાપત્રમાં એ પ્રસિદ્ધ કડીઓ મેં મહેતાજીની જાણને માટે બતાવેલી છે.

# સાંકળીઉં.

---

( छठ्ठुं धोरण भणनारीओने सारु. )



---

( फीमेल ट्रेनिंग कोलेजने सारु. )

# બાળ પ્રાર્થના.

## ધોળ ( બાપ ચોચોકા )

માગું માગું, છો ઈશ્વર આપ રે,
પ્રાણી માત્રના મા ને બાપ રે;
જેની શક્તિનું નહિ કંઈ માપ રે,
પાય લાગું, માગું, પ્રભુ આટલું. ૧

માગું માગું પ્રથમ તમ પ્રેમ રે,
રાખો રાખો અમ પર રહેમ રે;
તમ રહેમેજ રહીએ ક્ષેમ રે,
પાય લાગું, માગું, પ્રભુ આટલું. ૨

માગું માગું કુશળ મારી માતને,
માગું માગું કુશળ મારા તાતને;
માગું કુશળ બાંધુઓના સાથને,
પાય લાગું, માગું, પ્રભુ આટલું. ૩

માગું માગું, અમને તમે પાળજો,
અન્ન વસ્ત્ર ને આબરૂ આલજો;
જન સર્વનાં સંકટ ટાળજો,
પાય લાગું, માગું, પ્રભુ આટલું. ૪

માગું માગું, હું આણી વા'લને,
આપો આપો, સુબુદ્ધિ હું બાળને;

કાપો કાપો કુતર્ક કુચાલને,
પાય લાગું, માગું, પ્રભુ આટલું. ૫

માગું માગું, માબાપની સેવ રે,
સદા સાચુંજ બોલ્યાની ટેવ રે;
મારા મનનો, હરો અહમેવ[1] રે,
પાય લાગું, માગું, પ્રભુ આટલું. ૬

માગું માગું, માયાળુ સ્વભાવ રે,
મીઠા બોલ, ને સૌ પર ભાવ રે;
છે જેથીજ જગમાં નિભાવ રે,
પાય લાગું, માગું, પ્રભુ આટલું. ૭

માગું માગું, સુમાર્ગ બતાવ રે,
મારા દીલમાં દયા તું વસાવ રે;
પરમારથ[2] પૂર્ણ[3] કરાવ રે,
પાય લાગું, માગું, પ્રભુ આટલું. ૮

માગું, વિદ્યાનું વ્યસન[4] લગાડજે,
મારી અંતર આંખો ઉઘાડજે;
શુદ્ધ સત્યનો સુરજ ઉગાડજે,
પાય લાગું, માગું, પ્રભુ આટલું. ૯

મેં આ માગ્યું, હું માગવા જોગ રે,
પણ આપ છો આપવા યોગ્ય રે;
હવે આપો જે હોય યોગ્ય[5] રે,
પાય લાગું, ગાગું, પ્રભુ આટલું. ૧૦

---

૧ અહંકાર. ૨ જીવનું કલ્યાણ થાય એવાં કામ. ૩ બરાબર. ૪ ટેવ. ૫ નુકસાન વગરનું.

## નિશાળે જતી છોડીનું વર્ણન–વા'લી બેન.

### ગરબી (ચોચોકા)

મારી *વા'લી બેન છે બહુ છોટી જો,
પણ ડા'પણમાં મોટી જો. ૧
મારી વા'લી બેનને નહિ રાદો જો,
હસતોજ આખો દા'ડો જો. ૨
મારી વા'લી બેન વા'ળે વહેલી જો,
ઊઠે સૌથી પહેલી જો. ૩
મારી વા'લી બેન દાતણ નિત્યે જો,
કરે, ને નાહે પ્રીતે જો. ૪
મારી વા'લી બેન વાળ ઓળાવે જો,
રોજ કપાળ લુછાવે જો. ૫
મારી વા'લી બેન સો સુધી ગણતી જો,
ભાવે "ભૂ પા" ભણતી જો. ૬
મારી વા'લી બેન ચાલી નિશાળે જો,
ચૂકે નહિ કો કાળે જો. ૭
મારી વા'લી બેન સિલેટ સાહી જો,
દીસે છે બહુ ડાહી જો. ૮
મારી વા'લી બેન પેન તો માગે જો,
સૌને વા'લી લાગે જો. ૯

---

*જ્યાં આવું (') અધ્યાહાર ચિહ્ન મૂકવું હોય ત્યાં કોઇ હકારનો ઉચ્ચાર છે એમ જાણવું. જેમકે વા'લી એ વહાલી લખ્યું હોય ત્યારે જેમ વાંચીએ છીએ તેમ વાંચવું.

મારી વા'લી બેન ઠમ ઠમ ચાલે જો,
ચોપડી હાથમાં ઝાલે જો. ૧૦
મારી વા'લી બેન પાઠ કરે છે જો,
સૌમાં સરસ ઠરે છે જો. ૧૧
મારી વા'લી બેન વાંચે વાતો જો,
હરખ સરવને થાતો જો. ૧૨
મારી વા'લી બેન લઈને તાળી જો,
ગરબી ગાય રસાળી જો. ૧૩
મારી વા'લી બેનના બોલ મીઠા જો,
દુનીયામાં નથી દીઠા જો. ૧૪
મારી વા'લી બેન વા'લાં લાગો જો,
મન ગમે તે માગો જો. ૧૫

---

## છોકરીઓની ઉજાણી.

### ગરબી- ( અષ્ટચોકા )

સૌ બહેનીઓ હળીમળી આવો, આજ,
આપણે કરીએ ઉજાણી,
સૌ કાંઈ કાંઈ ઘરથી લાવો. આજ, આપણે૦ ૧
કો લાવી ચણા, કો ધાણી, આજ, આપણે૦
કો કોપરૂં ખાંડ તો આણી. આજ, આપણે૦ ૨
કો ખજુર બોળી લાવી, આજ, આપણે૦
કો ચારોળી ચાવતી આવી. આજ, આપણે૦ ૩
કો કહે એ થઈ તો *અજીઠી, આજ, આપણે૦

---

*એઠી, બોટેલી.

કો લાવી બદામો મીઠી. આજ, આપણે૦ ૪
કોએ પસ્તાં સસ્તાં આણ્યાં, આજ, આપણે૦
સૌએ *ખોરાં ખૂબ વખાણ્યાં. આજ, આપણે૦ ૫
કો કોકડીઓ, કો દ્રાખો, આજ, આપણે૦
કો લાવી મુળો આખો. આજ, આપણે૦ ૬
કો બરફી બરફજ સરખી, આજ, આપણે૦
જોઈ બાળક કૂદ્યાં હરખી. આજ, આપણે૦ ૭
કોઈ પેંડો લાવી પ્રેમે, આજ, આપણે૦
નહિ કોઈથી ભાગ્યો કેમે. આજ, આપણે૦ ૮
પણ પત્થરથી તે હાગ્યો, આજ, આપણે૦
કો લાવી લાડવો સારો. આજ, આપણે૦ ૯
કો કહે ખપે ન અમને, આજ, આપણે૦
કહ્યું નહિજ મૂકીએ તમને. આજ, આપણે૦ ૧૦
કો લાવી સક્કરપારા, આજ, આપણે૦
ગોળપાપડી, મમરા ખારા. આજ, આપણે૦ ૧૧
કો લાવી ગાંઠીયા ગમતા, આજ, આપણે૦
તે તો ગટ્ટ કરી ગયાં રમતાં. આજ, આપણે૦ ૧૨
કો લાવી પકવાન પાંચે, આજ, આપણે૦
જોઈ જીભ સળવળે સાચે. આજ, આપણે૦ ૧૩
કોઈ દળ મગદળ ગળગળતું, આજ, આપણે૦
કોઈએ આણ્યું અથાણું મોં બળતું. આજ, આપણે૦ ૧૪
કો ખોબો ભરી ખારેકો, આજ, આપણે૦
કો લાવી પાપડ સેક્યો. આજ, આપણે૦ ૧૫

---

* પસ્તાં ખોરાં છે એમ સૌએ કહ્યું

કો છાનું છુપાવી લાવી, આજ, આપણે૦
પાછી વાળીજ જેવી આવી. આજ, આપણે૦ ૧૬
બેન એ તો ચોરી કહેવાએ, આજ, આપણે૦
કહ્યા વિના ન લાવવું કાંઈએ. આજ, આપણે૦ ૧૭
રોતી આવી એક બિચારી, આજ, આપણે૦
નથી આપતી મા કંઈ મારી. આજ, આપણે૦ ૧૮
એને પ્રેમે પાસ બેસાડી, આજ, આપણે૦
સૌએ ભોંજ્યાની તો માંડી. આજ, આપણે૦ ૧૯
સો વ્હાલથી વહેંચી ખાઓ, આજ, આપણે૦
ખાઈ પીને ગરબા ગાઓ. આજ, આપણે૦ ૨૦

---

## गुजरातनो वनस्पतिवैभव-भाग १ लो

### गरबी ( ચોચોકા )

રૂડો! રૂડો! મુલક ગુજરાત રૂડો!
જગદીશે જગતમાં ખૂબ ઘડ્યો! ૧
જ્યાં જુઓ ત્યાં લીલા લહેરજ છે!
ધનધાન્યે *ભુધરની મહેરજ છે! ૨
બહુ જુવાર, બાજરી ડાંગર ને,
ઘઉં ચણા, વટાણા, ઝાલર ને. ૩
ઘણી તુવર, ને મગ ચોળા જ્યાં,
મઠ અડદ, મકાઈ, જવ ઝાઝા. ૪
વળી વળી, દિવેલી તલ અળશી,

---

* પરમેશ્વર.

આદિ ચીજો હજારો હજારો કળશી ! ૫
એ ગણે ગણાય ન કહું સાચું,
ગુજરાતે પાકે સોનું કાચું ! ૬
કાચું રાખ્યું નથી કંઈ કીરતારે !
કરી કૃપા ભરતખંડ પર ભારે. ૭
ભૂલો ભુંડી આપણીજ છે ભાઈ,
કે ગયા ડુબી દળદર માંહી. ૮
આવો મુલક મળ્યો હોય બીજાને,
દુઃખ બોલ જનમમાં ન તે જાણે. ૯
લોક અકલ હુનર નહિ કંઈ આણે,
જુઠો મમત, ગાડરવત બહુ તાણે. ૧૦
મૂકી મમત, આળસ ઈર્ષા સર્વ,
દેશ દાઝે ધુમો ધુમો ! ગર્વ. ૧૧
કરો ગર્વ ગરૂઓ મુલક પાછો !
સૂતાં બેઠાં સ્વદેશનું સુખ વાંચ્છો ! ૧૨
સંપ સજી ભજી વિદ્યામાતા,
થઈ હુન્નર કળામાં મદમાતા. ૧૩
કસી કમર, પલકમાં ખુંખારી,
બહાર પડો ! ફતેહ છે કહું ધારી. ૧૪

---

### ભાગ ૨ જો.

### ( રાગ ઉપર પ્રમાણે. )

ખરે ખરો બગીચો ગુજરાતજ,
ફાલ્યો ફૂલ્યો ને ફાલ્યો પ્રખ્યાતજ ! ૧
ઝાઝાં ઝાડોનાં ઝુંડજ જ્યાં દીસે,
જોતાં જોતાં જે જી હરખી હીસે. ૨

વડ ઘટા ઘાલે ચોગમ ફરતી,
જે નીંચે સેનાઓ ઉતરતી. ૩

ઊગે આંબાઓ હારોહાર ઘણા,
કહો કેરી સ્વાદમાં શીજ મણા? ૪

રુડી રુડીરે લીમડાની છાયા,
ભુંડી ભુંડીરે આમલીની માયા. ૫
કેવો કેવો કપાસનો છોડ સારો?
જાતે નાનો, જગતને ઢાંકનારો! ૬

શું ખીલ્યું આ ખેતર ખસખસનું!
હોય અફીણ અમૂલ્ય જે રસનું! ૭

બુધહીણા વિના ખપ જે ખાયે,
ખરે મરેજ એનો ન વાંક કાંએ. ૮

શી શોભે આ ઉભી શેલડીઓ!
કેવી ઝુકે છે, જોજો ચમરીઓ! ૯
મોટું પેલું ફણુસનું ફળ કેવું?
દીસે હાથીના કુંભસ્થળ જેવું. ૧૦

જોજો ઝાડો જવાહીરના સહુ રે,
કોને મૂકું, ને કોને હું ગાઉં રે. ૧૧
આસોપાલવ, કદંબ, પીપળ બીલી,
તાડ ઉંચું રહ્યું ગગન ઝીલી. ૧૨

વાંસ, સાગ, સરગવો, ને બાવળ,
ખેર ખાખર, ખજુરાં ને આવળ. ૧૩
જમરૂખી, કમરખી, બોરડીઓ,
સીતાફળી, કદળી, દાડમડીઓ. ૧૪

જો કોઠી, રાયણુ, લીંબુ, જાંબુ,
નારંગી, અંજીર, શેતુર લાંબુ. ૧૫
વળી પપાઉં, ફાલસાં, ને દ્રાખો,
હોય મેવા મઝાદારજ લાખો. ૧૬

---

## भाग ३ जो.

### ( રાગ ઉપર પ્રમાણે )

ફૂલ મઝા તો આપણા દેશજની !
સોનું ને સુગંધ બે સજની ! ૧
ફૂલ રંગબેરંગી કેવાં છે !
ઊંડી આંખેજ વળગે એવાં છે ! ૨
ને સુગંધ શી સુંદર સારી !
રહ્યો બે’કી મુલક બધો ભારી. ૩
જુઈ, જાઈ, કેતકી, સાહેલી,
પારિજાત, ચંપો, ચંપેલી. ૪
ગુણી ગુલાબ, મોગરો, બટમોગરો,
ગુલછડી, તગર, તુલસી, ડમરો. ૫
મઘમઘી રહ્યાં વન વન ચોગમ,
નામ લેતાંજ આવે છે સોરમ. ૬
શાં ખીલે કમળ જળમાં ચોપાસ !
શાં સોહામણાં સાંજે ગુલબાસ. ૭
શાં શોભી રહ્યા આ ગુલ્લાલા !
કેસુડાં, કસુંબો લાગે વા’લા. ૮
પેલાં સુંદર સુરજફૂલ સુરજની,

પૂઠે ફરે છે પ્રેમે, એ સજની. ૯
પેલી પોયણી પરણી ચાંદાસું,
જોય ચાંદો, ને જો, આવે *હાસું ! ૧૦
ખૂબ ખીલ્યાં કરેણું, તનમનીઆં,
ધંતુરા તુરી સમ છે બનીંઆ. ૧૧
જાણે પુકારે વનવૈભવ ઈશનો !
વનલીલામાં વાસ છે જગદીશનો. ૧૨
જ્યાં જોઉં ત્યાં ઈશ્વર સભર ભર્યો !
ધન ભાગ્ય ! **નવલ**, ભવસાર સર્યો ! ૧૩

---

## निशाळनुं वर्णन.

### गरबी ( ત્રીઅઠ્ઠી )

મા, મને નિશાળે મૂકને, પાય લાગું, મા,
મા, ભાગ તું મારી ભૂખને, મુખ માગું, મા. ૧
મા, મારી મારા જેવડી બેનપણીઓ, મા,
મા, જો જો ચાલી આ ચોપડી લઈ ઘણીઓ, મા. ૨
મા, જો જો કેવી એ જાય છે, માન મોજે, મા!
મા, જાયજ તો ત્યાં ગવાય છે ગીત રોજે, મા. ૩
મા, ભરી રૂપાળા રંગથી એક પેટી, મા,
મા, તે તો જુએ એ ઉમંગથી ત્યાં બેઠી, મા. ૪

---

* હાસું–હસવું, એટલે ચંદ્રોદય પછી ઉજળી સોહામણી દેખાય છે.

(૧૧)

મા, ખેળવણાં ખુશકારની છે બીજી, મા,
મા, જેને કહે છે આકારની જન રીઝી, મા. ૫

મા, વળી ચળકતે ચોકડે રૂપાળા, મા,
મા, ઘણા લખોટા, જે વડે ગણે બાળા, મા. ૬

મા, નકશા નવરંગી, નવા, તકતકતા મા,
મા, ભીંતે ભલા ખૂબ ભેરવ્યા જાણે તપ્તા, મા. ૭

મા, ગોળો ચોગમ ચિતર્યો એક ત્યાં છે, મા,
મા, ચકર ચકર ફરતો ખરો કહું સાચે, મા. ૮

મા, એક દિવસ ત્યાં ગઈ હતી, સખી સંગે મા,
મા, તેજ દિવસથી થઈ મતિ "ભણું રંગે", મા. ૯

મા, નિશાળમાં તો છે મઝા ભણવાની, મા,
મા, એક વાગે આપે રજા રમવાની, મા. ૧૦

મા, મે'તાજી માયા બધા પરે બહુ રાખે, મા,
મા, શાંત સ્વભાવે તે સદા મીઠું ભાખે, મા. ૧૧

મા, શીખવાની શી છટા છે ત્યાંહી ! મા,
મા, ચિત્તે ચોટે ચોગમ ઘટા રહે છાહી ! મા. ૧૨

મા, આવી નિશાળે તો જવું, મોજજ ! મા,
મા, ગમે રમ્યાથી શીખવું જ્યાં રોજજ, મા. ૧૩

મા, જો નિશાળજ બહારથી રદ લાગે, મા,
મા, જો જઈ ભણી પ્યારથી ભાગ્ય જાગે, મા. ૧૪

મા, ભણતર વણ નરનાર રહે પશુ સરખાં, મા,
મા, વિદ્યામાં મેં અપાર રે સુખ નિરખ્યાં, મા. ૧૫

## ( ચોથું ધોરણ ભણનારીઓને સારુ )

### ઈશ્વરનું સ્તવન.

#### ગરબી (ચે·છક્કા)

જે આ જગતને નિભાવે, ભજું તેજ ભાવે;
ખલક પલકમાં બનાવે, ભજું તેજ ભાવે. ૧
ચાહે ત્યારે ઝટ ડુબાવે, ભજું તેજ ભાવે;
તે તો વિશ્વનાથ કહાવે, ભજું તેજ ભાવે. ૨
જે આ સૂર્યને શોભાવે, ભજું તેજ ભાવે;
જે આ ચંદ્રને ચળકાવે, ભજું તેજ ભાવે. ૩
ઘુમટ ગગનનો ટેકાવે, ભજું તેજ ભાવે;
અસંખ્ય ગોળાઓ ગબડાવે, ભજું તેજ ભાવે. ૪
જડને ધર્મ જે ધરાવે, ભજું તેજ ભાવે;
મનને મુક્તિસું ચઢાવે, ભજું તેજ ભાવે. ૫
જે છે પ્રાણનો આધાર, ભજું તેજ ભાવે;
જે છે સારમાંનું સાર, ભજું તેજ ભાવે. ૬
જે છે ડાહ્યો દયાવંત, ભજું તેજ ભાવે;
જેને નહિજ આદિ અંત, ભજું તેજ ભાવે. ૭
સકળ શક્તિનો ભૂપ, ભજું તેજ ભાવે;
જે છે એક ને અનુપ, ભજું તેજ ભાવે. ૮
જે છે અકળ ને અરૂપ, ભજું તેજ ભાવે;
જ્યાં મનવાણી હોય ચૂપ, ભજું તેજ ભાવે. ૯
જેને નવલ કવે શું જ! ભજું તેજ ભાવે;
તું તે તુંજ, તુંજ, તુંજ, ભજું તેજ ભાવે. ૧૦

# ચોમાસું.

## ગરબી. (ત્રિતાલી ચોખ્ખા.)

પેલી વાદળીઓએ ઘૂમાઘૂમી માંડીરે!
હવે આવશે ચોમાસું શું! ઓ માડીરે. ૧
હા હા! હજી નહિ શું આવે? ધામ કેવોરે!
કેરી બાફમાંજ ઘાલી હોય એવોરે! ૨
નથી હાલતું ઝાડોનું એક પાન + રે;
ફર્યો પવન જઈ ઠર્યો હવે ઈશાન રે. ૩
નહિ શ્વાસ રે લેવાય, જીવ રૂંધાયે રે;
પાંખ પંખીઓ વિખેરી ધૂળે નાહે રે. ૪
ભુંડી અંગે આ અળાઈઓ કરડી ખાયરે!
પડે સાંજ ત્યારે કાંઈક સુખ થાયરે. ૫
અધવાર્યો અષાડ, ઉંચું જોઈએરે!
હવે મેહુલે તો મે'ર કરી જોઈએરે:? ૬
ખોદી ખેડીને ખેડુત ચાસ પાડીરે;
ઉભા ખેતર જુએ વાટ દા'ડીરે. ૭
બેઠા ઠામ કરી પ્રવાસી ખલાસીરે;
વળી વેપારી, અધિકારીઓ, સન્યાસીરે. ૮
બેઠા મોસમે, પડયાં બંધ બધાં વા'ણોરે;
નદી નાળે નીર ન જાય, હરણુ માણોરે. ૯
લુખી ભૂખી ને સુકી ખડંગ ભોંયરે;
"પય પય" પોકારે છે, જોડે પપૈયા રે. ૧૦

---

+ એક પાદડું પણ.

પ્રાણી માત્રનો આધાર મેઘરાજા રે;
આવો, આવો, મહારાજ રાખો માઝા રે! ૧૧
ધાતાં ધાતાં કાળાં કાળાં વાદળ આવેરે;
ગગન ધરીને અંધારકોટ બનાવે રે. ૧૨
થાય ચમક ચમક વીજના ચમકારારે;
કડડ કડડ કડડ કડકડયાં નગારાં રે. ૧૩
છૂટયો પવન આવ્યું લહેરૂં હાશ! સારૂં, રે!
ક્યાંહી વરસ્યો એ નિશ્ચે હું તો ધારૂં રે. ૧૪
પડયો! ઓ પડયો! પડયોજ મુસળધાર રે!
**નવલ** સુગંધ ઊઠી, શાંતિ થઈ સંસારે રે! ૧૫

---

## जनावरनी जान.

### (છચોકા) ધોળ

જાન જનાવરની મળી ॥ મેઘાડંબર ગાજે;
બકરી બાઈનો બેટડો ॥ પરણે છે આજે. ૧
ઢોલ નગારાં, ભેર ને ॥ સૂર સરણાઈ તીણાં;
સો સાબેલા શોભીતા ॥ બેટાબેટી ઘેટીનાં. ૨
ઠીક મળી ઠઠ લોકની ॥ જરા ઠામ ન ઠાલો;
દોડે વરનો બાપ ત્યાં ॥ દડબડ દાઢીવાળો. ૩
સાજનનું શું પૂછવું ॥ બકરે કરી જોરો;
ભેગાં કર્યાં છે ભાવથી ॥ મોટાં મોટાં ઢોરો. ૪
રાતા માતા આખલા ॥ રાખી શીંગડાં સીધાં;
આગળ માર્ગ મુકાવતા ॥ પદ × પોલીસ લીધાં. ૫

× જાણે પોલીસનું કામ કરતાં હોય, તેમ તેઓ માર્ગ મુકાવતા જાય છે.

સાજને શ્રેષ્ઠ ઊંટડા ॥ હીંડે ઉંચી ઓડે;
એનાં અરાડે વાંકડાં ॥ કામદારેની ગોડે. ૬

હારમાં એક બે હાથીં છે ॥ મોટાં દાંતજવાળા;
નીચું ન્યાંળીને ડોલતા ॥ હીંડે શેઠ સૂંઢાળા. ૭

હાથીં ઘોડા તો છે ઘણા ॥ હાર રોકતા પાડા;
કાળા કઢંગા ને થયા ॥ ખડ ખાઈ જડ જાડા. ૮

આંખ ફાટી છાતી નીસરી ॥ કરતા ખૂબ ખુંખારા;
હીંડે ઉછળતા ઘોડલા ॥ સાજન થઈ સારા. ૯

ટટ્ટુઓ ટગુમગુ ચાલતાં ॥ પૂઠે ગરીબ ગધેડા;
હાજી હાજી કરી હીંડતા ॥ *ડીફાં વિના અતેડા. ૧૦

હારોહાર હજારો આ ॥ માંહે મહે લપાતા;
કોણ આવે કામળ ઓઢીને ॥ એતો ગાડર માતા. ૧૧

પીતરાઈ ઓ વહેવાઈના ॥ એને અકલ ન કોડી;
આડા અવળા એકેકની ॥ પૂઠે જાય જો દોડી. ૧૨

બકરા તો વરના બાપ છે ॥ હોય એનું શું લેખું!
શું સાગર શીંગડાં તણો ॥ હું તે આજે આ દેખું! ૧૩

વરનો તે ઘોડો આવીયો ॥ વાજે વાજાં વિલાતી;
ભેર, ભૂંગળ, ને ઝાંઝરી ॥ ભેગું ભરડતી જાતી. ૧૪

વરરાજા એ માસનું ॥ બાળ બેં બેં કરતું;
ઝડપાયું ઝપ ઝોળીંમાં ॥ મન માઈનું ઠરતું. ૧૫

મંગળ બકરી બાઈ તો ॥ ગાય હરખી હરખી;
જોડે જાંદરણી ઘણી ॥ કોડે જોવાજ સરખી. ૧૬

---

* ડીફાં વિના જેને ચાલવું ફાવતું નહિ હોય એવા ગધેડા.

બકરીબાઈ એ નાતનોં ॥ ને બીજી ધણીઓ;
આણી આડોશ પાડોશણો ॥ બાપડી બેનપણીઓ. ૧૭
ભેંસ, ભુંડણુ, ને ઊંટડી ॥ ઘેટી, ઘોડી, ગધેડી;
ગાય, બિલાડી, ઉંદરડીને ॥ એક કુતરીએ તેડી. ૧૮
વાંદરીઓ નથી વીસર્યાં ॥ દશ વીશ આ કૂદે!
સાથે સામટાં ગાઈ સૌ ॥ સાતે સૂરને છૂંદે. ૧૯
કોઈ બેંબેં કોઈ મેમેં કરે ॥ કોઈ ભુંકતી ભુંડું;
કોઈ ચું ચું મ્યાઉં મ્યાઉં કરે ॥ વેર વાળે કો કૂડું. ૨૦
હૂંક હૂક કરતી વાંદરી ॥ જો જો! નાચે છે કેવી!
ધન ધન બકરી! ન કોઈની ॥ જાન તારા તે જેવી! ૨૧
ચારપગાંની જાન આ ॥ જોડી બેપગાં સારૂ;
સમજે તો સાર નવલ બહુ ॥ નહિ તો હસવું તો વારૂ! ૨૨

---

## ભણવાનો વખત જાય છે.

### ગરબી ( સપ્ત ચોકા )

જાય છે, જાય છે, જાય છે, રે,
આ વખત ભણ્યાનો વહી જાય છે.
થાય છે થાય છે થાય છે રે,
બહુ પછી પસ્તાવો થાય છે. } ટેક.

બાળપણુ ભણવાનો અવસર,
જીવન જીવતર માંહ્ય છે રે. આ વખત૦

ખેડુત જો ચોમાસું ન ખેડે,
આખું વરસ પસ્તાય છે રે. આ વખત૦

બાળપણું વીત્યું કે ભણ્યાનો,
કાળ વીત્યોજ ગણાય છે રે. આ વખત૦
ગેરહાજરી પછી દુાનઆની,
તેમાં તે શું ભણાય છે રે? આ વખત૦

કદી વખત મથીને કાઢે પણ,
કુમળીજ ડાળ વળાય છે રે. આ વખત૦
પાકી કોઠીએ ચડે ન કાના,
ટકુ ટકુ વાંચી ગભરાય છે રે. આ વખત૦

ભણ્યા વિના નર નાર નિંદાને,
દુઃખ દારિદ્રે રિબાય છે રે. આ વખત૦
હાલ રમત રુડી લાગે છે પણ,
કેડે કુડી દેખાય છે રે. આ વખત૦

રમવું ખરૂં ને ભણવું ખરૂં,
એજ ડહાપણ કહેવાય છે રે. આ વખત૦
ભણ્યા વિના તો સિદ્ધિ ન ભવમાં,
ભણેજ સુખ પમાય છે રે. આ વખત૦

વિદ્યા વણ માણસ પશુ સરખું,
કહેવત સાચી સદાય છે રે. આ વખત૦
જન ને જનાવર જનમ સમે તો,
સમજમાં સરખાં દેખાય છે રે. આ વખત૦

પણ જન તો પંડિત બને છે,
જો જુગતું શીખવાય છે રે. આ વખત૦

વાર વાર વા'લે શીખવેથીજ,
બાળકથી બોલાય છે રે. આ વખત૦
રાખો રણે તો રહેજ મુગું,
સુમજનું મૂળ શિખાય છે રે. આ વખત૦
લો સર્વે શિક્ષા, શિક્ષણથીજ,
માણુસ મોટું મનાય છે રે. આ વખત૦
**નવલ** કહે જે અભણ રહે તે,
પશુપદ પામવા ચા'ય છે રે. આ વખત૦

---

## ગાયના ગુણ.

### ગરબી (ચોચોકા)

લાગે મને, ગાય તું ઘણી વા'લી,
ઓ ગૌરી ગરીબ, ને ગુણવાળી! લાગે૦ ૧
તારૂં રૂપ મને રુડું લાગે,
મુખ જોતાં ભૂખ બધી ભાગે. લાગે૦ ૨
ધોળું અંગ ને શીંગડીઓ કાળી,
આંખ રાંકડી, કાળી હેતાળી. લાગે૦ ૩
તારે કંઠે, ઘંટડી ઘણઘણતી,
ચારે ચરણે ઝાંઝરી, ઝણઝણતી. લાગે૦ ૪
ગોવાળેથી, પાછી તું વળતી,
ત્યારે ભાં, ભાં, ભાં, ભાવે ભણતી. લાગે૦ ૫
આપે ઉથલો વાછડું થનથનતાં,
પેસે પોળમાં પ્રેમે તું તે સૂણતાં. લાગે૦ ૬

હીડે હરખે, ઉછળતી તું ઘેલી;
તોએ કોને, મૂકે ન તું ઠેલી. લાગે૦ ૭
વાટે બેઠાં બાળ બચાવી લે;
એવી ડાહી દયાળુ તું દીલે. લાગે૦ ૮

મારનાર ઉપર પણ તું ભારે;
નથી કરતીજ, રીશ અતિશય કયારે. લાગે૦ ૯
તેં તો ધર્મનો મર્મજ, પરમ લહ્યો;
ગૂઢ *ગરીબ, પણુનો ગુણ ગ્રહ્યો! લાગે૦ ૧૦

તું તો રોજ, પરોપકારે રાજી;
તારો જશ જગમાં છે રહ્યો ગાજી. લાગે૦ ૧૧
તું ધોળી, ને ધોળું દૂધ તારૂં;
ગુણકારી, સ્વાદ ભર્યું સારૂં. લાગે૦ ૧૨

દહીં દૂધ, ઘી માખણ, ને છાસ;
જેમાં સર્વે, સ્વાદ તણા વાસ. લાગે૦ ૧૩
એ પાંચે, અમૃત પૃથ્વીપર જો;
તે અમ અર્થ, તું તો સરજે. લાગે૦ ૧૪

બર્ફી, ને પેંડા, ને માવો;
બાસુદી શિખંડનો બડો લાવો. લાગે૦ ૧૫
તે તો તારી પ્રસાદી, ઓ સુખદાતા!
ગાય માતા, તું સાચીજ છે માતા. લાગે૦ ૧૬

તારા પ્રેમનો પાડ, હું કેમ વાળું?
આવ, આવ, હું હેતે પંપાળું? લાગે૦ ૧૭

---

* ગરીબાઇ—રાંકપણું—ધર્મની મુખ્ય મતલબ છે ને તે તેં બરાબર પકડી રાખી છે.

*તારી શીંગડી, સુંદર સિંદુરે;
રંગી સોને, સણુગારૂં હુંરે. લાગે૰ ૧૮

કરૂં ચાંદલો, ને ચોખા ચોડું;
ફૂલહાર પહેરાવી, નિરખું મોઢું! લાગે૰ ૧૯

તારૂં ઝગમગતું, જ્યોતિજ સરખું;
મુખ ભાળી, હરખું ને નિરખું. લાગે૰ ૨૦

ધન ધન! ધેનુ! રૂપ ગુણધામ;
ગાયના, ગાય નવલરામ. લાગે૰ ૨૧

---

## ચોમાસાના ચાર માસ.

### ગરબી (ત્રિતાલી, અષ્ટ ચોકા)

ચોમાસાના ચાર માસ છે સારારે;
લીલી સાડી સુંદર સજે [1]ધારા. ચોમાસાના૰

ધોરી માસ અષાડ તે કહાવેરે,
વરસાદને દોરી લાવેરે;
જોકે પહેલાં કંઇક તપાવે. ચોમાસાના૰

કડકડીને પડે મેઘરાયરે,
પડે પાણી, ને નેવે ન માયરે;
ધોધો ધોધ બધે સંભળાયરે! ચોગાસાના૰

---

* આ બે કડીમાં કહ્યા પ્રમાણે ધનતેરસને દહાડે ગાયને લોકો ગુજરાતના કેટલાએક ભાગમાં સણગારે છે. ૧ પૃથ્વી.

નદી નાળાં તળાવ ભરાય રે,
જળ જળ પળમાં થઇ જાય રે;
ડૂબ્યું જાણે જગત જળ માંય! ચોમાસાના૦
હોય વંન ધરી સજીવન રે,
નાચે ગિરિ પર મોર થનથન રે;
કરે કળા ને હોય મગન. ચોમાસાના૦
શ્રાવણ માસે સરવડાં હોય રે,
ગામ બહાર મેળે સૌ કોયરે;
જઈ લીલું લીલું બધે જોય. ચોમાસાના૦
માથે મેઘનો માંડવો આવ્યો રે,
નીચે લીલો ગલીચો બિછાવ્યો રે;
વચ્ચે મનહર મછ × ઝળકાવ્યો. ચોમાસાના૦
જીવ જંતુઓ નિપજે ઝાઝા રે,
જ્યાં જોઈએ ત્યાં છોડ તાજારે;
શાક ભાજીનો શ્રાવણ રાજા. ચોમાસાના૦
ભાદરવે તે ભડકી ઊઠયો રે,
"બાકી સાકીનું લો; હું તૂઠયો રે;
કદી કહેશો ન કે હું રૂઠયો રે." ચોમાસાના૦
એમ કહીને કડાકડી માંડી રે,
રહ્યા વાઘ ને સિંહ બરાડીરે;
વીજ ઝસુકી ગગનને ફાડી. ચોમાસાના૦
દીસે સુરજ ન, થઈ રહી હેલી રે,
આણ્યો દરીઓ ઉલેચીજ, હેલી રે!
તોડી તેડ, ને નદીઓ રેલી. ચોમાસાના૦

---

× મેઘધનુષ

આસો માસે ફળી જનઆશા રે,
પાક્યાં ધાન્ય ધરતી પર ખાસાં રે;
રહે ખેડુતો ખેતરે વાસા. ચોમાસાના૦

ઊડે પંખી લાખો હરખાતાં રે,
ગાય ભેંસ બળદ ચરે માતાં રે;
ઉંચે આભ રૂપેરી જો, જોતાં. ચોમાસાના૦

ખીલ્યાં કમળે તળાવો છાયાં રે,
આ એ સારસ શી માયા રે!
જો જો ચંદ્ર ચકોર તો ધાયા. ચોમાસાના૦

શરદચંદ્ર પુનમ બલિહારી રે!
ગીત ગાય નવલ નરનારી રે!
હવે દિવાળીની તૈયારી! ચોમાસાના૦

---

## પાંચમું ધોરણ ભણનારીને સારૂ.

### માતૃસ્તવન.

#### ધોળ (ચોચોકા)

જ્યારે હું હતું પશુ અજ્ઞાન રે,
નહોતું ખાન કે પાનનું ભાન રે;
ત્યારે કોણ મારી ર..રી સભાળ,
કરતું ધરી વા'લ? તે તો તુંજ માવડી૦

કોણ ઊંઘતું હેતે ઉઠાડીને,
કોણ અંગનું હીર ધવડાવીને;

થતું હુંથી અધિક પ્રસંન,
પોતાને મંન? તે તો તુંજ માવડી૦
માથું મારી, ઉછાળી હું લાતરે,
ધાવું તેમ તેમ થઈ રળિઆતરે;
કોણુ મીઠડાં લેતું મુખ,
પામી મહા સુખ! તે તો તુંજ માવડી૦
મને કોણુ ઉડાડી બેસતું?
મને કોણુ રિઝાવી રમાડતું?
કોણુ ગાતું ઉંઘાડવા ગીત,
પ્રફુલ્લિત :ચિત્ત? તે તો તુંજ માવડી૦
જરા માથું દુખે કદી માહરૂં,
કોણુ ચોંકી થતું દેખી બ્હાવરૂં?
કરી * કરીને કડવા ક્વાથ,
પીતું ખુશી સાથ? તે તો તુંજ માવડી૦
કોણુ શીખવતું બોલતાં ચાલતાં,
કોણુ કહેતું મનોહર વારતા;
દીઠા દા'ડી અસંખ્યજ દોષ,
તોએ ન કર્યો રોષ. તે તો તુંજં માવડી૦
તારા પ્રેમના પાર પમાય ના,
તારાં કર્યાં તે—કોએ કરાય ના;
અરે તેં મળમૂત્ર અથાગ,
વહ્યાં લહ્યાં ભાગ્ય! ધન! ધન! મારી માવડી. તે તો૦
તારો પાડ શું વાળું વળાય ના,
મૂકી માથું ખોળામાં હું માયના;
બોલું નવલ ગગળો થઈ વાણુ,
"તારૂં છે કલ્યાણુ", જય! જય! મારી માવડી. તે તો૦

---

* પથ્ય

## गुजरातनी मुसाफरी.

### ગરબી (અઠસમ ચોકો, રૂપક તાલ)

દક્ષિણમાં છે દમણગંગા ॥ ત્યાંથી નીકળીએ પ્રવાસરે;
અમલસાડ, વલસાડ, નવસારી ॥ લેજો ફણુસ અનાસ.
રમીએ ગુજરાતે રે. ૧

શા શોભે કદળીવન શીતળ ॥ શી બહેકે લીંબુવાઈ રે;
આંબા ઈફાના * અમૃત સરખા ॥ હરખી કહે દેસાઈ.
રમીએ ગુજરાતે રે. ૨

સુરત શે'રનું સુંદર સ્ટેશન ॥ સુંદર રસ્તા સારારે;
સુંદર, નાજુક, લોક વિચક્ષણ ॥ શોખી સફાઈ કરનારા.
રમીએ ગુજરાતે રે. ૩

ઓ! આવી બરફીની દુકાનો ॥ ઉભાં રહ લાગેરે ?
પાપડી પણ આપણુ આ ટાણે, ॥ પામ્યા પૂરણ ભાગ્યે ?
રમીએ ગુજરાતે રે. ૪

જરૂર નાતમાં જમવા જઈએ ॥ જમણ આવાં નથી નિરખ્યાંરે!
ચિનાઈ સાડી ચપડા ચમકે ॥ સર્વે લખેશ્રીજ સરખાં.
રમીએ ગુજરાતે રે. ૫

મેળા, ખેળા, ને વરઘોડા ॥ નાચ ને રંગ ઠામ ઠામરે;

---

* એ પાસના–એ મુલકના. અહીંને બદલે ઈફા કહે છે.

હસતાં રમતાં જ દીસે સદા સૌ ॥ કરતાં હશે શું કામ !
રમીએ ગુજરાતે રે. ૬

આગળ આ હતું હિંદુસ્તાનમાં ॥ સૌથી સુંદર મોટું રે;
નામીચું દુનિયામાં, તે કેમ ॥ છેક થયું હશે ખોટું !
રમીએ ગુજરાતે રે. ૭

તાપી નાહી, લઈ લાહે ગજી ॥ કીનખાબ, કિનારી ચાલોરે;
નરબદાનો નિરખી, નર પૂલ ॥ નરનાં નરપણ[1] ભાળો.
રમીએ ગુજરાતે રે. ૮

ભરૂચની ટેકરી બહુ બાંકી ॥ ટીંબા ચઢજો તપાસી રે;
ટેડી પાઘડી કકડતાં કપડાં ॥ રૂમાલ તો કરમાસી.
રમીએ ગુજરાતે રે. ૯

ભાંગ્યું ભાંગ્યું પણ એ છે ભરૂચજ ॥ ભૃગુનો આશ્રમ કહાવે રે;
શે'ર જુનું ગુજરાતે, આજે પણ ॥ રૂ બહુ રેલ[2] ચડાવે.
રમીએ ગુજરાતે રે. ૧૦

ત્યાંથી કબીરવડ જોવા જજો ॥ જગમાં જે છે નવાઈ રે;
જોઈ ડભોઈ પાછા વળજો ॥ માળ[3] માલ ન કાંઈ.
રમીએ ગુજરાતે રે. ૧૧

મેલ્યું ભરૂચ કે આવ્યું કાનમ' ॥ કાળી ધરતી રસાળીરે;
જ્યાં ચોમાસે જાય કળી પગ ॥ કણબીકન્યા તે ગાળી.
રમીએ ગુજરાતે રે. ૧૨

મિઆંગામ ઈટોલુ આવે ॥ આવે ઝાડનાં ઝુંડરે;
ઝાડે ચારે તળ ચરોતરનું ॥ ગોંદરૂં આ છે પ્રચંડ.
રમીએ ગુજરાતે રે. ૧૩

---

૧ મરદાઇ, પરાક્રમ. ૨ રેલવેને માર્ગે. ૩ પંચમહાલનો માળ પ્રદેશ.

વડોદરે નિર્ભ્રાન્ત ઉતરજો ॥ નથી મલ્હારરાવ ઘેલો રે;
દાણુનું દુઃખ તો છે હજી કાયમ ॥ ગાંઠડી હેઠે મેલો.
રમીઁએ ગુજરાતે રે. ૧૪

લક્ષ્મીવિલાસ ને મોતીબાગ ને ॥ નજરબાગનો મિનારો રે;
જો જો સવારી, સાઠમારી ને ॥ નૃપ નવીન પ્રમાણો.
રમીઁએ ગુજરાતે રે. ૧૫

પાન ને પવીંળ લઈ પરવરીએ ॥ શો ઉંચો પૂલ મહીનો રે
"આવી મહીઁ ને ચિંતા થઈ" ॥ એ ઉખાણો હતો અહીંનો.
રમીઁએ ગુજરાતે રે. ૧૬

આપે જણાય છે આવ્યું ચરોતર ॥ બોલી ને બુદ્ધિ જ્યાં જાડીરે;
જાડી પણ ગાદી કસવાળી ॥ ધંધે કસરે[1] હદ વાળી
રમીઁએ ગુજરાતે રે. ૧૭

હોય જવું વડતાલ કે ડાકોર ॥ તો વચમાંથી વિચરજોરે;
કપડવંજે કાચ ને સાબુ ॥ જોઈ સુધારો કરજો.
રમીઁએ ગુજરાતે રે. ૧૮

આવી આનંદે પાછાં આણંદે ॥ કે નડિઆદે મળજોરે;
મહમદશાહનું શે'ર જોઈને ॥ અમદાવાદે વળજો.
રમીઁએ ગુજરાતે રે. ૧૯

અમદાવાદે આદે હતી બહુ ॥ ગાદી મોટી પાદશાહીરે;
જ્યાં ત્યાં મસીદ, ને તોડા[2] તે હજી ॥ યાદ આણે છે ભાઈ!
રમીઁએ ગુજરાતે રે. ૨૦

જુમામસીદ શી મોટી ॥ મહમદશા'નું સેન સમાયરે;

---

૧ કસર કરવાનો ગુણ. ૨ નાના મિનારા.

જુમામસીદ જોતાં તે વખતની ॥ ઝાંખી આજે થાય.
રમીએ ગુજરાતે રે. ૨૧

ભદ્રની શોભા છે બહુ સારી ॥ ત્રણ દરવાજે કમાન રે;
હઠીસીંગને દહેરે આરસ ॥ ઓપે હીરા સમાન.
રમીએ ગુજરાતે રે. ૨૨

શાહઆલમ સરખેજની શોભા ॥ શી રીતે વર્ણાયરે!
અસલી ઇમારત હુન્નર આગળ ॥ ઈન્જિનેરી લજવાય.
રમીએ ગુજરાતે રે. ૨૩

રાજનગરમાં જન ઉદ્યોગી ॥ કોડીલા કસરની સાથેરે;
વિવેકી ને વળી પરગજુ પણ ॥ તન મન કણ[1] ત્રણ વાતે.
રમીએ ગુજરાતે રે. ૨૪

રસમાં છે અહીં છપ્પા સામળ ॥ કવિના પૂરણ કામરે;
જેમ સુરતમાં પ્રેમાનંદ ને ॥ વડોદરા દયારામ.
રમીએ ગુજરાતે રે. ૨૫

ગઈ પાદશાહી ઘણા દિવસથી ॥ પણ શાહે[2] રંગ રાખ્યોરે;
બાંધી સાડાત્રણ તાંતણે શે'રને ॥ ધંધો ધોકારે રાખ્યોરે.
રમીએ ગુજરાતે રે. ૨૬

ધોતીજોડા, પીતાંબર, સાડી ॥ જે જોઈએ તે લેજોરે;
બાર બોલાવે બો'તેર આવે ॥ કોક દલાલને કહેજો.
રમીએ ગુજરાતે રે. ૨૭

આવે દલાલ, ને લાવે લટકતા ॥ વેપારી ટોળેટોળાં રે;
લઢે વઢે, દે ગાળ, ખેંચે સમ ॥ ખાય, કરે કાગારોળા.
રમીએ ગુજરાતે રે. ૨૮

---

૧ ચપટી દાણો. ૨ વેપારી વાણીઆએ.

આવી અગાડી ગાયકવાડી ॥ ઘોડા ફરે મદમાતારે;
વડનગર ને વીસનગરે ॥ જાવું પણ નથી જાતા.
રમીએ ગુજરાતે રે. ૨૯
સરસ્વતીતીર સુંદર સિધપુર ॥ કપિલ મુનિનું ધામરે;
પાટણ પ્રાચીન રાજધાનીને ॥ અહીંઆંથીજ પ્રણામ.
રમીએ ગુજરાતે રે. ૩૦
કાઠિઆવાડે હાલ નથી ભો ॥ હાલો * તે ભણી જઈએરે;
દેશી રાજનાં દુઃખડાં દેખી ॥ દીલમાં દુઃખીઆં થઈએરે.
રમીએ ગુજરાતે રે. ૩૧
રેત ગઈ ને પા'ણા આવ્યા ॥ ઝાડનું દેખું ન નામરે;
ખરે સૌરાષ્ટ્ર તો ખનિજખજાનો ॥ ખોલ્યાનો ખરો ઠામ.
રમીએ ગુજરાતે રે. ૩૨
પ્રથમ જુનાગઢ ચાલો, જોઈએ ॥ નરસિંહ મે'તાનો ચોરોરે;
છતું કર્યું ગુજરાત સપૂતે ॥ એનો પાડ ન થોડો.
રમીએ ગુજરાતે રે. ૩૩
જામનગર મચ્યું રાગ ને રંગમાં ॥ ભાવનગર ભળપણમાંરે;
પહેલા વર્ગનું ચોખું ધ્રાંગધ્રું ॥ પોરબંદર હાલ ગણમાં.
રમીએ ગુજરાતે રે. ૩૪
સુંદર, તીખા, શોખી, શાણા, ॥ મતલબી ખટપટવાળારે;
મીઠા તો મધથી પણ અદકા ॥ લોક આણીકેરા ભાળ્યા.
રમીએ ગુજરાતે રે. ૩૫
જોવા લાયક રાજ્ય રહ્યાં બહુ ॥ પણ કહોને શું કરીએરે!
રાજાધિરાજની રાજધજા જ્યાં ॥ રાજકોટે જઈ ઠરીએ.
રમીએ ગુજરાતે રે. ૩૬

---

*ચાલો.

દરેક બીજાં રાજ બધાં ત્યાં ॥ આવી પ્રસંગે જાશેરે;
જોઈ રહ્યા, કે વળશું પાછા ॥ પ્રવાસ પુરો થાશે.
રમીએ ગુજરાતે રે. ૩૭

રહી ગયું જોવું દીવ બંદર ॥ ને ધોળેરૂં ધોધુંરે;
ખારઘોડે ખૂટે ન મીઠું ॥ પાણી પણ જ્યાં મોંઘું.
રમીએ ગુજરાતે રે. ૩૮

પશ્ચિમે દ્વારિકા, પૂર્વે કાળી ॥ ઉત્તરે અંબા માતરે;
દક્ષિણે કુંતલેશ્વર એ છે ॥ ચારે ચોકી ગુજરાત.
રમીએ ગુજરાતે રે. ૩૯

ઉના પાણીના કુંડ લસુંદ્રા ॥ ગોધરા, ને ઉનાઈએરે;
ગંધક તો ગંધાય છે ખુલ્લો ॥ રામ સુધી શીદ જઈએ?
રમીએ ગુજરાતે રે. ૪૦

વિમળશાહનાં દે'રાં બળેલાં ॥ લાવા રસમાં × દટાયાંરે;
જોતાંજ, જાણે જ્વાળામુખીનું ॥ જોર જે જન છે ડાહ્યા.
રમીએ ગુજરાતે રે; ૪૧

રહી છેવાડે છાવણી ડીસા ॥ હવાપાણી જ્યાં સારાંરે;
પાલણપુર ઉપરથી થઈને ॥ આબુજી જોવા ધાર્યાં.
રમીએ ગુજરાતે રે. ૪૨

વળી વનસ્પતિ વિધવિધ ઔષધિ ॥ જૈન દે'રા જયકારીરે;
"અંડ કડે" કરનાર મેવાડને ॥ મારવાડી અહીં બારી.
રમીએ ગુજરાતે રે. ૪૩

---

× પૃથ્વીની અંદર જે બળતો રસ છે તે. જ્વાળામુખી ફાટે ત્યારે એ બહાર ઉભરાઈ આવે છે.

વાદળાં અંગે અડકી હીંડે ॥ ટાઢે જવાય હુંઠવાઈ રે;
પાલીતાણે, ગીરનાર શેત્રુંજે ॥ ભૂલ્યા આપણે જવું ભાઈ.
રમીએ ગુજરાતે રે. ૪૪

રાધનપુર જઈ રણને ઝાંખવું ॥ કચ્છ ભૂજ જ્યાંથી જવાયરે;
માંડવી બંદરથી ઉપડતાં ॥ મુંબઈ બોટે[1] અવાય.
રમીએ ગુજરાતે રે. ૪૫

મુંબઇ તો અલબેલીજ કહાવે ॥ જાણીતી જગમાંહ્યરે;
વિદ્યા હુન્નર, વેપારને રાજનું, ॥ નૂર નવલ શું ગાય ?
રમીએ ગુજરાતે રે. ૪૬

---

## ચૈત્ર માસનું ચિત્ર.

### ગરબી (ચોછક્કા)

ચતુર ચૈત્રને વસંતવર્ગે શીદ ભણ્યો જો ?
લોકે ક્યારે ઉનાળે ગુણ લેખી ગણ્યો જો;
પડે તાપજ બપોરે, તોબા તે થકી જો;
રુડી, રાત્રિ ને સવાર, સાંજ છે નકી જો. ચતુર૦
રાતે નિર્મળા આકાશે તારા ઝગઝગે જો;
ચોગમ ચંદનીમાં ચંદ સારૂં ચગચગે જો. ચતુર૦
સાંજે વા'ણે શીતળ મંદ પવન વાય છે જો;
એથી નિશાળો સવારમાં ભરાય છે જો. ચતુર૦
પણ જંત્ર વેળા ધરતી ધગી જાય છે જો;
છત્રી જોડા વિના ડગલું ના મુકાય છે જો. ચતુર૦

---

૧ આગબોટ.

પડે તાપ તપે તાલકું માથું ભમે જો;
લોહી ઉકળે ને આવે ઊંઘ આ સમે જો. ચતુર૦
ઊંઘે વાઘ નાગ આદિ શોધી છાંયડા જો;
બેઠાં ઝાડ પર, જો ડોલાં ખાય પંખીડાં જો. ચતુર૦
પેઠાં માળામાંએ બાળપંખી તરફડે જો;
**નવલ** કહે લાગે લૂ, બાળક, બહાર રડવડે જો. ચતુર૦

---

## વૈશાખ માસનું ચિત્ર.

લૂ લૂ લૂ વૈશાખે શાખે શાખે લાધીગો જો!
આ શું પૃથ્વીએ પંચાગ્નિ જોગ સાધીયો જો! લૂ લૂ લૂ૦ ૧
જાણે ભઠ્ઠીનીજ પાસ ઉભાં આપણે જો;
એવા તડકાના ભડકા લાગે બારણે જો. લૂ લૂ લૂ૦ ૨
આંખે આવે અંધાર તડકે તાકતાં જો;
વને વનચરો જળ ઝાંઝવાંનાં ઝાંખતાં જો. લૂ લૂ લૂ૦ ૩
ગોંધાઈ ઘરમાં બેઠે ન ચેન આ ઘડી જો;
આવે ઝાળ, ને ઝલ્લાઇ જાય ચામડી જો. લૂ લૂ લૂ૦ ૪
ગામ બહાર લૂને ઝપાટે ઘાસ છોડવા જો;
ગયા સુકાઈ સિમાડા મસાણ સમ હવા જો. લૂ લૂ લૂ૦ ૫
બોડાં બોડાં બહુજ ઝાડ પણ દીસે ખરાં જો;
વાયા વાયરા, ને ખરર ખર્યાં પાતરાં જો. લૂ લૂ લૂ૦ ૬
વાંસનાં વન સળગી ઊઠે આ સમે જો;
દારુણ દવ બધુંજ બાળતો ચોગમ ઘૂમે જો. લૂ લૂ લૂ૦ ૭

પશુ પક્ષી વૃક્ષ વલ્લીઓ પ્રલય થાય છે જો;
ઉજડ ઉજડ નવલ જંગલો જણાય છે જો. લૂ લૂ લૂ૦ ૮

---

## જેઠ માસનું ચિત્ર.

આવ્યો જેઠને બફાઈ ચાલ્યાં બાફથી જો!
ફૂટે છે ફૂવારા જોને રોમ રોમ જો. આવ્યો જેઠ૦ ૧
એવાં ઝરણ ઝાંઝાં મળી નદી વહે દીસે જો;
ટીપાં ટપકે ટપ કપાળે, ગાલે, ને ગળે જો. આવ્યો જેઠ૦ ૨
જળ જેટલું ઝરે છે, તેટલું ખરે જો;
પાણી પાણી કરી પ્રાણ પાછું લે અરે જો. આવ્યો જેઠ૦ ૩
સુકી જીભ ને જનાવરો દોડે વને જો;
હતાં જે સૂતાં સંતાઈ ગુફાને ખુણે જો. આવ્યો જેઠ૦ ૪
મળે જળ ન; જળ વિના સૌ બ્હાવરાં થયાં જો;
નદી નાળાં ને તળાવ તો સુકાઈ ગયાં જો. આવ્યો જેઠ૦ ૫
પાણી કુવાનાંએ કમી થઈ જાય છે જો;
લાંબા દહાડલા આ દોહ્યલા કહેવાય છે જો. આવ્યો જેઠ૦ ૬
ઘણાં હોય છે તોફાન દરીઆ પરે જો;
ચડી વા વંટોળે જળથળે જુલમ કરે જો. આવ્યો જેઠ૦ ૭
ધરણીથી ઉઠાવી ધૂળ ગગને લઈ ચડે જો;
આંધી હોય, ને દબાય આદમી ઊંટ દડે * જો. આવ્યો જેઠ૦ ૮
વા'ણો ડોલી, સઢ તોડી ચકડોળે ચઢી જો;
ડુબે દરીઆમાં, જોને મરણ બૂમ પડી જો! આવ્યો જેઠ૦ ૯

---

* ધૂળના ઢગલા.

મહાસાગરે જળસ્તંભ થઈ મેઘે મળે જો;
રણે રેણુનારે નવલ થાતા ઝળહળે જો. આવ્યો જેઠ૦ ૧૦

---

## ભક્તિનું પરોઢીઉં.

### રાગ પ્રભાત (ચોછક્કા)

ઊઠી પ્રભાતે સમરીએ-રાગ.

શાંત શાંત સકળ સ્થળે શાંત ચિત્ત સારૂં;
શાંતિનો દાતાર સાર, શ્રી પ્રભુ સંભારૂં. શાંત શાંત૦ ૧

પૂર્ણ બ્રહ્મભક્તિનું પરોઢીઉં છે આજે;
પ્રફુલ્લ ઉદક કમલ પલ્લવ વૃંદ આનંદ રાજે. શાંત શાંત૦ ૨

મોહરાત્રિનો કાળાશ ઝાંખો થયો ભાઈ,
પાપરૂપ પોયણી આપે ગઈ બિડાઈ. શાંત શાંત૦ ૩

શીતળ, સુગંધિત, મંદ ચિદાનંદ પવને;
જાગ્યો જીવ જગાડે જગત, ગંભીર ગૂઢ કવને. શાંત શાંત૦ ૪

---

[ છઠ્ઠું ધોરણ ભણનારીઓને સારુ ]

## પ્રભાતનું વર્ણન

### પ્રભાતીઉં. ( અષ્ટ ચોકા )

જાગો, જાગોરે, મારાં ઉજમાળાં બેનો કે
વા'ણેલાં ભલાં વાયાંરે! ટેક.
જાગ્યાં જાગ્યાંરે મોર પોપટ મેના કે, વા'ણે૦ ૧
ધીમે ધીમે રે બોલે બોલે રસાળા કે,

જાણે જાણેરે, એ જગાડે બાળા કે, વા'ણે૦ ૨
બીજાં બીજાંરે બા'ર પંખી કલ્લોલે કે, વા'ણે૦
ઊડે ઊડેને મોંહુંજ બોલે કે, વા'ણે૦ ૩
ચીં ચીં ચીં ચીં કરે ચકલો આનંદે કે, વા'ણે૦
રમે રમે, ખીસકોલી સ્વચ્છંદે કે, વા'ણે૦ ૪
બોલે બોલેરે, ગાય ભેંસ ગૌશાળે કે, વા'ણે૦
નાચે નાચેરે, નાના વાછરૂ વા'લે કે, વા'ણે૦ ૪
જોજો જોજોરે ઉંચે પંખી આકાશે કે, વા'ણે૦
ચક્કર ચક્કર, ફરે કુદદી ઉલ્લાસે કે, વા'ણે૦ ૫
ઉંચો ઉંચોરે, ચડયો સૌથી ચંડોળ કે, વા'ણે૦
ગાતો ગાતોરે, રસે ઝાકમઝોળ કે, વા'ણે૦ ૬
ગાએ ગાએરે, ગુર્ણીજન બ્રહ્મનામ કે, વા'ણે૦
હરખે હરખેરે, આખું જગત આમ કે, વા'ણે૦ ૮
હસી હસીરે, ઊઠયાં વૃક્ષ ને વેલા કે, વા'ણે૦
ખીલ્યાં ખીલ્યાંરે મન કમળ આ વેળા કે, વા'ણે૦ ૯
ઊગે ઊગેરે સુરજ સુખધામ કે, વા'ણે૦
તેનો તેનો આ, ઓચ્છવ ઠામ ઠામ કે, વા'ણે૦ ૧૦
ભાળે વા'ણેએ સૌ ઉગમણી દીશ કે, વા'ણે૦
રાતી રાતી જો, સોનેરી અતીશ કે, વા'ણે૦ ૧૧
ઓ ! આ ઊગ્યારે, જગ ઝગમગ્યું સંધું કે, વા'ણે૦
જાણે ઝબકોળીરે, કાઢયું જ્યોતિને સિંધુ કે, વા'ણે૦ ૧૨
દીપી દીપારે, ઊઠયા બાગ બગીચા કે, વા'ણે૦
ઝળક્યા ઝળક્યારે લીલા ઘાસે ગલીચા કે, વા'ણે૦ ૧૩
જયજયજયરે, ભણી ઋષિઓ ઉભેલા કે, વા'ણે૦
હેતે હેતેરે, ધરે ધ્યાન આ વેળા કે, વા'ણે૦ ૧૪

ધ્યાને ધ્યાનેરે, પરિબ્રહ્મને ધારે કે, વા'ણે૦
માગે માગેરે, સદ્દબુદ્ધિજ પ્યારે કે, વા'ણે૦ ૧૫
સાચે સાચેરે, સમો ભક્તિનો આ છે કે, વા'ણે૦
સહેજ સહેજરે, સંધ્યા વંદન સાચે કે, વા'ણે૦ ૧૬
આ છે આ છે રે, સુખધામ કાળ કે, વા'ણે૦
જે કોઈ જાગેરે તેનાં ભાગ્ય વિશાળ કે, વા'ણે૦ ૧૭
આવે આવેરે, મંદ શીતળ પવન કે, વા'ણે૦
એ'કે એ'કેરે, શી સુગંધી આ વન કે, વા'ણે૦ ૧૮
તાજાં તાજાંરે, થાય તન ને મન કે, વા'ણે૦
વાધે વાધેરે, વય વિદ્યા ને ધન કે, વા'ણે૦ ૧૯

---

## इतिहासनी आरसी.

### गरबी (छચોકા)

ઇતિહાસની આરસી સાહી ॥ મેં જોયું માંહી;
થીર થાવર દીઠું ન કાંઈ ॥ ફરતી છે છાંહી! ૧
આ મુલક બધામાં આજ ॥ ક્યાંના ક્યા રહેતા;
ઇંગ્રેજ કરે છે રાજ ॥ જગમાં જશ લેતા. ૨
પણ એંસીજ વર્ષ પછાત ॥ જો જોઈએ ઝાંખી;
દીસે દક્ષિણીઓ ગુજરાત ॥ ઘૂમતા ડર દાખી. ૩
શો પેશવાઈનો દોર ॥ પુનેથી સંચરતા;
બહુ ચકરાં જાલમ જોર ॥ "ઇકિડે યા" કરતા. ૪
માંઝા રાજે અધર્મ અપાર ॥ ધર્મનું કહાવે જે;
કરી ચાર દિવસ ચમકાર ॥ શૂન્ય થયું સહેજે. ૫

પેશવાઈ પહેલાં મુગલાઈ ॥ ચાલતી ચોપાસે;
અહીં સ્થાપી અકબરશાહીં ॥ બાંધી નીતિ પાસે. ૬
નહિ જુલમ, ન ઝાઝું દાણુ ॥ નહિ પક્ષાપક્ષી;
દીધું દેશીને માન સમાન ॥ દેશાઈગીરી બક્ષી. ૭
ટકી બસેં વરસ મુગલાઈ ॥ તે આને યોગે;
જ્યારે રાજનીતિ બદલાઈ ॥ પડી મરવા રોગે. ૮
આ બસેં વરસ પણ બાદ ॥ કરી જો પછવાડે;
પાદશાહી અમદાવાદ ॥ સ્વતંત્રપણે લાડે. ૯
"કુત્તે પર આયા સસ્સા—બસાયા શે'ર શાહને;"
આ આશા બીક્ષને અસા—વળે ગમ્યું તેજાંને. ૧૦
થયો મહમદ બેગડો એક ॥ છેક મહા મોટો;
બાંધ્યાં મસીદ મિનારા અનેક ॥ શે'ર, સણંગ, કોટો. ૧૧
હતો જબરદસ્ત મહા શૂર ॥ મહા મોટો જંગી;
ચડી વા'ણે લડી ચકચુર ॥ કર્યા બહુ ફિરંગી. ૧૨
પણ ચૌદસેં બાર અગાઉ ॥ હતું ક્યાં શે'રજ;
હવે પાટણપુરને ગાઉં ॥ થયો અકરા કેરજ. ૧૩
સન તેરસેં પુરાં માંહ્ય ॥ થયા હિંદુ પુરા;
પડ્યું પાટણ વરત્યો ત્રાહ્ય ॥ ધિક! નાગર નગુરા! ૧૪
પેઠા મુલકમાં મુસલમાન ॥ "મારૂં મારૂં" કરતા;
લુંટે ઝૂંટે, વટાળે, લે જાન ॥ વહુ દીકરી હરતા. ૧૫
લડ્યા પડ્યા હજારો શૂર ॥ "ભલે મારીએ મરીએ;"
વહ્યું લોહી, જેમ જળપૂર ॥ ડૂબ્યો દેશ તે દરીએ! ૧૬
એ દિવસ પડી જે પોક્જી ॥ હજી ગગને ગાજે!

એ દિવસ દેશીઓ શોક ।। કરોને મળી આજે ! ૧૭
એ દિવસ થકી પરતંત્ર ।। થયા, લાગી ખાંપણ રે!
એ આગે હતા સ્વતંત્ર ।। હિંદુ સૌ આપણ રે! ૧૮
વધ્યો શોક થંભ્યું મુજ ગાન ।। જ્ઞાન આ એકજ રે;
વિના ધર્મ, નવલ, આ સ્થાન ।। ચલિત સૌ છેકજરે. ૧૯

---

## वसंतवर्णन.

### होरी.

પચરંગી પટકુળ ધારી,
દીપે આ કુદરત આ રતે ન્યારી, ટેક.
કુમળાં ચળકતાં વૃક્ષે સજ્યાં ।। નવ પલ્લવ જુનાં ઉતારી,
આંબે મોર અથાકજ ઝૂકે ।। જાણે કલગીઓ સારી;
વસંતની આવી સવારી ! દીપે૦ ૧
વીટી વળી બેલી સૌ સૌને ।। વૃક્ષે હસ્ત પ્રસારી,
ફૂલનાં ઝુમખે ઝુમખાં જે પર ।। રંગબેરંગી અપારી !
ઝૂલે ઝાડી ફૂલ ભરી ભારી ! દીપે૦ ૨
ફૂલ ભરી ડાળો ડોલે, ખરે ફૂલ ।। પથરાઈ ફૂલની પથારી,
ભ્રમર હજારો ગુંજાર કરંતાં ।। સુગંધી લેતાં ગયા હારી !
બધુંજ રચ્યું બહેક જ્યાં મારી ! દીપે૦ ૩
ફૂલ ભરી ડાળાં ડોલે હિંડોળે ।। બેઠાં પોપટ મેના પ્યારી,
ને નવરંગી અવર બહુ પંખી ।। મધુર કરે રવ ! તારી;
કોયલની છે બલિહારી ! દીપે૦ ૪
કોયલો કૂહૂ કૂહૂ કૂહૂ કરી રહે ।। પંચમ સૂર અનુસારી,

ઘટ્ટ ઘટામાં પડઘા પડે ને ॥ કુંજ દીપી રહી સારી;
મનોહર કામણગારી ! દીપે૦ ૫

દ્રાક્ષને માંડવે લાખો દરાખો ॥ લીલી લોચનઠારી !
કુમળા બપોરના તાપે તરસ્યાના ॥ હાથ લોભાવનારી;
કંઠે ઠંડક કરનારી ! દીપે૦ ૬

ઊગ્યા ગુલાબ, ને આવી ગુલાબી ॥ ટાઢની તો હવે વારી !
વાયે સવારમાં મંદ સુગંધિત ॥ શીતળ સમીર સુખકારી;
અંગે ઉમંગ વધારી ! દીપે૦ ૭

રંગ્યાં ઉમંગમાં પશુ, પંખી નર ॥ નાર કુમાર, કુમારી,
સર્વે સજોડે રમે, જમે કોડે, ॥ નાર કુમાર, કુમારી;
મુખે મીઠી હોરી ઉચારી ! દીપે૦ ૮

હોરીના સૂર ઘૂમી રહ્યા ચોગમ ॥ ચોગમ લગન છે જારી,
લગનસરા તો વસંતેજ સોહે ॥ વસંત છે લગન આચારી !
જેણે રચી અજબ તૈયારી ! દીપે૦ ૯

એ રીતે આ રતે પાંચે ઇંદ્રિય ॥ ને હૃદય રીઝયાં સંસારી,
હોળી રમણ, આ હરખ મરણની ॥ રીત સ્વાભાવિક ધારી;
ગણો ચાલ ગંદી નઠારી ! દીપે૦ ૧૦

સંત સ્તવે ભગવંત વસંતે ॥ ઉચ્ચ સ્વરે લલકારી,
જેણે જગતમાં ચોગમ કરતી ॥ આવી અનુપ ઉપકારી;
લલિત લીલા વિસ્તારી ! દીપે૦ ૧૧

જય ! જય ! જય ! સચરાચર સુંદર ॥ જય ચિદ્રૂપ ભયહારી,
જય ! જય ! એક અકળ, બ્રહ્માંડ ॥ અખંડ અખિલ વિહારી;
**નવલ** તન મનના ધારી. દીપે૦ ૧૨

---

## ગુણનું કજોડું—વહેમી સ્ત્રીનું વર્ણન.

### ગરબી ( સમછકકો )

કેવું આ કજોડું તે કહેવાય, દેશી કહોને તમે કેવું આ૦ ટેક.
પુરુષ તો ભણ્યો ને ગણ્યો છે ઘણો ગુમાની આ;
સ્ત્રીથી ન સ્વભાષા શુદ્ધ બોલાય. દેશી૦ ૧
ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં ઘૂમે છે;
બાઈનું તો ચિત્ત ચુલામાંહ્ય. દેશી૦ ૨
પુરુષ આ પ્રવીણ પુરો પુસ્તકો રચે છે;
પેલીથી ન પત્રએ વંચાય. દેશી૦ ૩
ભાઈ તો સ્વદેશને સુધારવા મથે છે;
બાઈ કહે 'હું જોઉં શી રીતે થાય'. દેશી૦ ૪
પુરુષ ધૂર્ત ઢોંગીનાજ ઘાટમાં ફરે છે;
તે તો ઘેર પેલીથી પૂંજાય. દેશી૦ ૫
ભાઈ તો સભામાં જઈ સુભાષણો આપે;
બાઈ જઈ રાજવીઓ ગાય. દેશી૦ ૬
પુરુષ તો પધારે સુધારાની મંડળીમાં;
પેલી પાપોં મંડળીમાં જાય. દેશી૦ ૭
ભાઈ તો નસીબનો નકાર કરે મૂળથી;
બાઈ તો ગરોડા પૂઠે ધાય. દેશી૦ ૮
પુરુષ તો પવિત્ર પરમ ઈશને પૂજે છે;
ગોવાળની ગર્બીચોં પેલીં ચાહ્ય. દેશી૦ ૯
ભાયડો ન ભૂલથીએ ભુંડું કદી ભાખે;
ભુંડણી વિવાહે વિષ્ટા ખાય. દેશી૦ ૧૦

દેશીઓ, ન દોષ દેશો, જો કદી એ બાપડો;
હારી કરે એ પીડા વિદાય. દેશી૦ ૧૧
છેકજ જ્યાં આવી રીતભાત મતિ જુદી છે;
પ્રીત તે શી રીતે રે બંધાય. દેશી૦ ૧૨
વાત શું કરે ને અરે ચીત તે શું એ કરે?
એક એકને ન જ્યાં સુહાય. દેશી૦ ૧૩
ચાલતા વહેવારની તો વાતજ તજવી;
એણેજ રણસ્તંભ રે રોપાય. દેશી૦ ૧૪
વિદ્યાના વિનોદકેરી વાત કદી કહાડે;
બ્હીલું બ્હીલું પેલી જોય ત્યાંહ્ય. દેશી૦ ૧૫
વર્તમાનની વાત એને નહિ ગોઠે;
એની તો જુદીજ છે દુનિયાય. દેશી૦ ૧૬
એને ઝોડઝપટની, કે કામણ ટુમણનીજ વાત;
કે ફૂટવા જવાની રે સદાય. દેશી૦ ૧૭
એ તો જાણે ખાવું પહેરવું ને ઓઢવુંજ;
કે નજર ઉતારના ઉપાય. દેશી૦ ૧૮
ઝાઝું શું કહેવુંરે થોડું લખે ઘણું માનજો!
અભણ વ્હેમી મુરખની એ રાય. દેશી૦ ૧૯
વયનું રે કજોડું કદી હોય, હાય હાય થઈ;
ભુંડું ભુંડું ભુંડું બહુ ભણાય. દેશી૦ ૨૦
રૂપનું કજોડું પણ વિરૂપરે મનાય છે;
ગુણનું કજોડું ના ગણાય? દેશી૦ ૨૧
કેમરે લગાર કંઈ વિચાર કરો, નાર, નહિ કે;
નરથી આ કજોડું કેમ વેઠાય? દેશી૦ ૨૨

ગુણોનું કજોડું સર્વથી સંસારમાં;
લાજ જેની ન કદી હોલાય. દેશી૦ ૨૩
લાજ એ લાગી રહી છે ઠામઠામ **નવલરામ**;
આંખ જો ઉઘાડો તો દેખાય. દેશી૦ ૨૪

---

## बाळलग्ननां तमाम नुकसाननो उपसंहार.

### गरबो ( સપ્ત ચોકા )

હાંરે નામ બાળલગનનું બાળો !
બાળો કે ખાડામાં ઘાલોરે ! નામ બાળ૦ } ટેક.

બાળલગનનું નામજ સૂણતાં, આવે મને કંટાળોરે; નામ૦
બાળલગનનાં દુઃખ દેખીને, દેશ થઈ ગયો કાળોરે; નામ૦
બાળ બિચારૂં શું સમજે એમાં ? ઠાઠ શો માંડ્યો ઠાલોરે; નામ૦
દેવ ઉપર શીદ દોષ મૂકો છો ? પ્રકૃતિ વિરૂદ્ધજ ચાલોરે; નામ૦
બાળલગનની ભુંડી રુઢિ, આંખ ઉઘાડી ભાળોરે; નામ૦
ભુંડી રંડાએ સુકવી નાંખ્યો, સુંદર દેશ રસાળોરે; નામ૦
બાળલગનથી તો બાળકબળનો, પાયો પૂર્ણ પ્રજાળ્યોરે; નામ૦
ઉદ્યમ હોંસ પરાક્રમ આદિ, સ્હેજે બળી ગઈ ડાળોરે; નામ૦
બાળલગનથી તો વિદ્યાવૃદ્ધિનો, મારગ મૂળથી ખાળ્યોરે; નામ૦
"ભટ્ટ ભણ્યા, તો કે પરણ્યા છીએ, ધનમાં આ
ઉભી ધાડોરે;" નામ૦
બાળલગને બળબુદ્ધિ હરીને, સુખનો સંભવ ટાળ્યોરે; નામ૦
હુન્નરકળામાં પાછળ પાડી ! પૈસો વિલાતે વાળ્યોરે; નામ૦
બાળલગનથી હોય કજોડાં, દુઃખ દુઃખ જેમાં હજારોરે; નામ૦

બાળલગને હડહડતો આણ્યો, કળિજુગ કાળ કરાળોરે; નામ૦
બાળકનાં માબાપ બને છે, બાર વરસનાં બાળોરે; નામ૦
બાળલગને તો ઢીંગલા ઢીંગલી, સરખાં બન્યાં નર-
નારોરે; નામ૦
ભર જોબનમાં ઘડપણ આણ્યું, આણ્યો મરણુનો
વારોરે; નામ૦
બાળલગને બન્યો, બળહીન, બીકણુ, આપણો સઘળો
રસાળોરે; નામ૦
બાળલગને અરે બાયલો કીધો, ભરતનો ખંડ
યશાળોરે; નામ૦
બાળલગન દુઃખ સકળનું મૂળજ, કળિજુગ એજ
વિચારોરે; નામ૦
બાળલગન તજી, **નવલ** સ્વજન સૌ દેશને ડૂબતો
તારોરે; નામ૦

---

## ફિમેલ ટ્રેનિંગ કોલેજને સારુ.

## લાડી વિદાય.

### ગરબી ૧ લી. (સપ્તચોકો ત્રિતાલ)

આજ હોય સાસરે લાડી વિદાય કરે,
આશરે, ઈશ તારે !
ઈશ, તું રક્ષણ કરજેરે એનું;
એનું ન અન્ય કો ત્યાંયરે ! આશરે૦ ૧
સાસરી હોય સુંવાળી ઘણેરી;

તો પણ કઠણુ કહેવાયરે. આશરે૦ ૨
ગામ અજાણ્યું ને ઠામ અજાણ્યું;
જન અજાણ્યા માંહ્ય રે. આશરે૦ ૩
ખાવું પીવું પણ પરમરજી પર;
ભૂખે મુખે ન મગાય રે! આશરે૦ ૪
નિત્યનાં નીઝણુ કરતાં શીખવાં શું;
આ વ્રત કાઢ્યું વડાય રે? આશરે૦ ૫
બોલવું તો પૂછ્યું, ચાલવું ચલવ્યું;
કહેલુંજ કરવું સદાય રે. આશરે૦ ૬
બાર વરસની બાળકીએ કેમ;
ઠાવકાં આમ થવાય રે? આશરે૦ ૭
રમતી કૂદતી હરણીએ તો કયમ;
પગલાં ભરાવ્યાં ભરાય રે? આશરે૦ ૮
લાડે રમેલીથી કેમ ચરણુ સુખ;
ને મન બાંધી મુકાયરે? આશરે૦ ૯
જીવતાં જડ થઈ પુતળાં પેઠે;
નચવ્યાં કેમ નચાય રે? આશરે૦ ૧૦
જોગી જતીની ન જ્યાં ગતિ ચાલે;
તે કેમ કહો એથી થાય રે? આશરે૦ ૧૧
થાઓ કે નહિ પણ નિશ્ચે કરે છે;
એમજ સુકોમળ બાળાય રે! આશરે૦ ૧૨
એથી અધિક કંઈ હોય ત્યારેજ;
નવલ્લ સાસરીં નિંદાય રે? આશરે૦ ૧૩

## ગરબી ૨ જી. ( ચોચોકા )

# સાસરે જતી છોડીનો ઉત્તર.

માડી તું મારી, છોડને શોક નકામો, } ટેક.
છોડી સાસરીં વીણ ક્યાં લિસામો? }

સાસરીં તો સર્વે સ્ત્રીને શીર સરજી,
એમાં સુખ શોભા સકળ સુંદરજી;
ચાલી આવી રીત એ તો ઘરઘરજી. માડી० ૧

માટે તમે ધીર ધરી મને આપો,
મને તો સહેજે હોય સંતાપો;
ગમે ન જવું મેલી માયાળુ માબાપો. માડી० ૨

કાપીને કોમળ કેળની ડાળી,
જાણે ખોદી ઠામ કઠણમાં ઘાલી;
રૂએ રૂએ આંસુડાં તે ઢાળી. માડી० ૩

કલેજું મારૂં તો ફડફડ થાએ,
પીપળનાં પાન પેઠે કંપાએ;
મારે મન પૃથ્વી રસાતળ જાએ. માડી० ૪

એવું મને લાગે છે સહજ સ્વભાવે,
સાસરીંએ જવું પ્રથમ કોને ભાવે?
સહેજે સદા સર્વને રડવું તો આવે. માડી० ૫

તોપણ આ શોક ક્ષણિક ગણ મારો,
ઉંડો ને ગાઢો બહુજ છે તારો;
દુઃખી મારા દુઃખમાં હોય વધારો. માડી० ૬

સાસરીએ દુઃખ તો પહેલું પહેલામાં,
તમે કહ્યાં તે બધાં દુઃખ સાચાં મા;
તોપણ સહ્યાં વણ શો છુટકો છે મા? માડી૦ ૭

માટે મા, શોક તજી કહો પ્રીતે,
સાસરીએ સુખી થવાય શી રીતે?
પરાયાં હોય પોતીકાં નીત્યે. માડી૦ ૮

શાબાશ! શાબાશ! સુતા મતિ તારી!
સફળ કરી સકળ કેળવણી તેં તારી!
સુખી રહે આ છેલ્લા **નવલ** શીખ ધારી. માડી૦ ૯

---

## ગરબી ૩ જી (અષ્ટચોકા ત્રિતાલ)

## શિક્ષાસૂત્ર.

સાંભળ, સાસરે વાસ કર્યાનાં,
સૂત્ર પવિત્ર મર્માળાંરે;
અક્ષરે અક્ષર અંતર કોતરી,
રાખજે કોમળ બાળારે. ટેક.
કામ કઠણ બહુ કરવાં પોતીકાં,
જે છે છેક પરાયાંરે;
એવું કરવું તો ઈશ્વર હાથે,
પણ આપણે થાવું ડાહ્યાંરે. સાંભળ૦ ૧
પ્રેમ વિના પર પ્રેમ પમાય ન,
કેમે કરી કો કાળેરે;
માટે પ્રથમ તો આપઅંતર ભર,
શ્વસુરપક્ષ પર વા'લેરે. સાંભળ૦ ૨

શ્વસુરપક્ષ છે પક્ષજ તારો,
વિચારી જો ચિત્ત માંહી રે!
જે કુળ ઉપજી ઉછરી હેતે,
ત્યાં તો થઈ તું પરાઈ રે! સાંભળ૦ ૩

ઘર તે સાસરકુંજ હવે તુંજ,
આ તો પિએર સૌ કહે છે રે;
ભાઈ ભોજાઈ આપે રીઝી જે,
બાપડી બેન તે લે છે રે! સાંભળ૦ ૪

હક હીયાંથી ઊઠયો, બેઠો ત્યાં,
કઠણ વચન આ કહેતાં રે;
હૈયું મારૂં ઉથલાઈ જાએ,
આંખે આંસુ વહેતાં રે. સાંભળ૦ ૫

પરઘરનું ધન પુત્રી કહાવે,
સાચું આજ મેં માણ્યું રે;
સુખ દેખીશ હવે હું જ્યારે તે,
સાચું સરળ એ જાણ્યું રે. સાંભળ૦ ૬

જાણી શ્વસુરકુળ કુળ જો તારૂં!
રહેજે રોજ તે રૂખે રે;
તેની શોભાએ શોભા તારી,
સુખે સુખ દુઃખ દુઃખેરે. સાંભળ૦ ૭

"પિએર પનોતું રાખો પ્રભુ, પણ,
સાસરૂં તો ઘર મારૂં, રે";
એમ વિચારી મનસા વાચા,
કર્મણા કરે તે પ્યારૂં રે. સાંભળ૦ ૮

પ્રેમે પોતીકું એમ ગણ્યું કે,
સહેજે પોતીકું થાશે રે;
સાસુ, નણંદ, વર, દીયર, સસરો,
સર્વે ચિત્તથી ચા'શે રે. સાંભળ૦ ૯

વખતે વચન કડવાં કહે તો પણ,
વિનય ન તજવો તારે રે;
"વનો વેરીને વશ કરે છે",
મંત્ર એ મોટો ભારે રે. સાંભળ૦ ૧૦
"કામ કર્યાં તેણે કામણ કીધાં",
એ કહેવત છે સાચી રે;
દોરા ચિઠ્ઠી ને છુમંતરની,
કથની કપટી કાચી રે. સાંભળ૦ ૧૧
વિનય, વિવેકને વા'લ વધારી,
ધરી ધીરજ, કરી કામો રે;
સદા સુઘડતા, સદ્ગુણ ગ્રહીને,
નવલ કહે સુખ પામો રે. સાંભળ૦ ૧૨

---

## ગરબી ૪ થી (રાગ ઉપરનો)

શાણાં, સુઘડ સદ્ગુણી બની બેની,
સાસરે સુખીઆં થાજો રે!
સંસારે સૌને સ્ત્રીકર્ત્તવ્યો,
કરી પરમ પદ પાજો રે! શાણાં૦ ૧
છ'ર મિજાજ તો ત્યાગજ કરવો,
જો સાસરીએ રહેવું રે!

શાણપણે સૌ સાથે બોલવું,
ચાલવું, લેવું દેવું રે. શાણાં૦ ૨

મધુર વચન, છે મધથી મીઠાં,
જનમન રંજનકારી રે;
નારીનું ભૂષણ–નારીજ નહિ જે,
નમ્રપણું ન ધરનારી રે. શાણાં૦ ૩

સ્વજન, પરજન, દાસ દાસીશું,
વદવું વિધિ વિવેકે રે;
સૌ સાથે સૌ લાયક ચાલવું,
મા'લવું મારગ સીધે રે. શાણાં૦ ૪

વણ કહે મન વર્તી વરતવું,
સાસરે સાને અનુસરતું રે;
પિયુરંજન પર તો મન નિશ દિન,
ખંતે અખંડજ ધરતું રે. શાણાં૦ ૫

પ્રેમે પિયુમન રંજન કરવું,
માનિની ધર્મ એ મોટો રે;
ચાર પદારથ એથી પમાયે,
અન્ય ઉપાય તે ખોટો રે. શાણાં૦ ૬

સ્વામી સંબંધે શ્વસુરપક્ષની,
સેવા કરવી સુરીતે રે;
માતપિતા સમ સાસુસસરા,
માનવા મનથી નિત્યે રે. શાણાં૦ ૭

પોતાનુંજ ઘર હવે થયું જે,
તે તો સંભળાવું ભાવે રે;

ઘર ગોઠવણી તો ગોરીનો,
ગરવો ધર્મજ કહાવે રે. શાણું૦ ૮

રાતદિવસ મથી મરે મરદ જો,
કરવા ઘરમાં કમાણી રે;
આણી કમાણી ન વાંપરી જાણી,
બાયડી નહિ હે ભુંડાણી રે. શાણું૦ ૯

શાણી સુઘડ સ્ત્રી રોજ કરે છે,
રુડી વ્યવસ્થા ઘરની રે;
કરકસર કરે, રહે સૌ સરખી,
શોભા વધારે વરની રે. શાણું૦ ૧૦

ઘર જોઈ ઘરધણિઆણીનું,
મૂલ કરે સૌ કોઈ રે;
જો ઘરમાં ગુંચવાડો દેખે,
કહે " ફુઆડ ફટ મોઈ રે. " શાણું૦ ૧૧

સુઘડનાં ઘરબાર, ને ઓરડા,
આરસ જેવાં રૂપાળાં રે;
સદા સુઘડ રહે સુઘડ સુંદરી,
રાખી સુઘડ બાળબાળીરે. શાણું૦ ૧૨

બાળકની સંભાળ કેળવણી,
સ્ત્રીનો ધર્મ એ ત્રીજો રે;
ત્રણે ધર્મ સરસ ને સરળ એ,
પાળ્યા તો પ્રભુ રીઝયો રે. શાણું૦ ૧૩

પ્રભુને પ્રાર્થનાથી પ્યારાં,
કર્ત્તવ્ય કર્મો કરવાં રે;

જપ તપ વ્રત ઉપવાસ મૂકી પથ્ય,
પ્રેમે પતિવ્રત ધરવાં રે. શાણું૦ ૧૪

પતિવ્રતા પતિને અનુસરતી,
હીંડે હરખડી હેતે રે;
તેની મરજી તેએ એની મરજી,
જીવનદોરી તો તે છે રે. શાણું૦ ૧૫

પ્રાણથી પ્યારો ગણી પિયુને,
અનન્ય ભક્તિ કરતી રે;
દુર્જન દુષ્ટને દેખીજ દુરથી,
આઘી એ ઓસરતી રે. શાણું૦ ૧૬

નિર્જન વન, ને નિર્ધનતામાં,
રહે પિયુ પાસજ હરખે રે;
સ્વામી વિના નહિ સ્વર્ગે સોહાએ!
સ્વામી સંગે સુખી નરકે રે! શાણું૦ ૧૭

સતિ પતિથી છૂટી પડે નહિ,
છાયાવત્ ગત એની રે;
પતિવ્રતાનું પરમ તત્ત્વ છે,
પતિજ, સાંભળ એની રે. શાણું૦ ૧૮

એની પતિવ્રત ધારી ધીરજથી,
કુળની કીર્તિ વધારી રે;
વિશ્વંભરનો રાખી ભરોસો,
રહેજે, આ બેટી વિચારી રે. શાણું૦ ૧૯

સુખી તું સદા હોજે ઉભય સ્થળ!
કર મંગળ! લાડઘેલીરે!

માની કૂખ વખાણુંજે વા'લી !
માનોં નવલ શીખ છેલ્લી રે. શાણું૦ ૨૦

## સ્ત્રીસ્વરુપ.

### ગરબી.

સંસારનું નૂર છે નાર,
સજન સંસારનું નૂર છે નાર.
સ્ત્રી સુધરે સકળ સુખસાર. ટેક.
સજન, સ્ત્રી સુધરે સકળ સુખસાર;
ધૂળધાણી બધું નિરધાર, એ વણ. ધૂળ૦
સુંદર સ્ત્રીનું મુખડું, સુંદર સ્ત્રીનું તન;
સુંદર સ્ત્રીના બોલડા, સુંદર સુંદર સ્ત્રીનું મન! સજન સં૦ ૧
સુંદર સેવા સ્ત્રી કરે, સુંદર ધરેજ સ્નેહ;
સુંદરતા સંસારમાં, ભરનારી નારીજ છેય! સજન સં૦ ૨
આપે જન્મજ જગતને, પાળે પૂરણ પ્રીત!
એનાજ નામ આધારથી, કહાવે ઇશ્વિરો અંબા ખચીત!
સજન સં૦ ૩
મીઠું બોલી મન હરે, ટાળે તન પરિતાપ;
આફતમાં ધીરજ ધરી, ધીર આપે એ નરનેજ આપ.
સજન સં૦ ૪
ઘરણી ઘરનો સ્તંભ છે, ઘરનું ઘરણીજ માન;
ઘરણી ઘરનું ઘરેણું છે, ઘર ઘરણી વિનાનું સ્મશાન.
સજન સં૦ ૫

ઘડપણમાં ઘરૂણી સમી, સેવા કોથી ન હોય;
સ્વર્ગે પણ સંગે ગઈ, તે તો નારીજ! નર નહિ કોય.
સજન સં૦ ૬

ધન ધન નારી નામને, પ્રેમી પરમ અપાર!
પાળે પ્રેમે સર્વને, એતો આદ્ય શક્તિ અવતાર.
સજન સં૦ ૭

નિંદા એની જે કરે, તે પાપી ગુણચોર!
દુર્ગુણને દર્શીએ દૂંએ, તોએ દીલડે દયાનુંજ જોર.
સજન સં૦ ૮

ગોરી ફૂલ ગુલાબનું, સૂકે કે કરમાય;
કે કોહે વણ કાળજી, તોએ જાતિસુગંધિ ન જાય.
સજન સં૦ ૯

શાસ્ત્રી, પુરાણી, પંડિતો, શાણા સજ્જન સર્વ!
સાચે સાચું હું કહું, તમે માનો મૂકી મનગર્વ!
સજન સં૦ ૧૦

દીસે દુર્ગુણ આજ બહુ, નથી એની કંઈ નાજ;
પણ એ દુર્ગુણી મૂર્ખ કે, જે છે તે તમારાજ કાજ.
સજન સં૦ ૧૧

આદિ દમ્યંતી, સીતા, દ્રૌપદી આદિ અપાર;
થઈ ગઈ બહુ ગુણવંતીઓ, તે હતી નારીજ નિરધાર.
સજન સં૦ ૧૨

ધર્મ કર્મ ન કેળવો, નાપો કંઈ પણ જ્ઞાન;
રાખો જો હેવાન તો, કયમ હોય ન એ હેવાન!
સજન સં૦ ૧૩

હા! અબળાઓ હાયરે! હાલ છેજ હેવાન!
ખાવું પીવું ખેલવું, એ ત્રણુતુંજ જેને ભાન. સજન સં૦ ૧૪
જ્યાં હેરાનજ હારનો, સઘળો સુંદર સાથ;
ત્યાં જીવ્યાથી તો ભલું, ખરે મરણુ નવલ ઓ નાથ!
સજન સં૦ ૧૫

---

## નીતિનો ચીલો.

### ગરબી ( ત્રિઅઠા )

ચારુ* ચીલો આ નીતિનો,———નરનારીરે;
ધારો ધરી ઉર ખંત, કહું છું વિચારીરે.
ભાવ પંથે ભુંડા ઉંડા,———નરનારીરે;
છુપા કુવા છે અનંત, કહું છું વિચારીરે. ૧
જેના વિવિધ મનોહારી,———નરનારીરે;
વેલે છવાયાં મુખ, કહું છું વિચારીરે.
જો ઝુંકીએ પગ મૂકતાં,———નરનારીરે;
હોયજ અનહદ દુઃખ, કહું છું વિચારીરે. ૨
એ ગોઝારા કૂપમાં,———નરનારીરે;
પડયા હજારો અજાણુ, કહું છું વિચારીરે.
હસવામાં ખસવું થયું,———નરનારીરે;
ગયા રૂંધાઈ પ્રાણુ, કહું છું વિચારીરે. ૩
માટે ચિત્ત ચેતી તમે,———નરનારીરે;
ચાલો ચીલે ચીલેજ, કહું છું વિચારીરે.

---

* સુંદર.

ચીલો એ પ્રાચીન છે,———નરનારીરે;
સુંદર સુખકર સે'જ,[1] કહું છું વિચારીરે. ૪

ચીલાની એ બાજુએ,———નરનારીરે;
અખંડ તરુવર હાર, કહું છું વિચારીરે.
શીતળ છાંયે શોભીતી,———નરનારીરે;
ફળ અમૃતમાં છે સાર, કહું છું વિચારીરે. ૫

ચીલે ચાલવું સે'લ છે,———નરનારીરે;
સીધો સમતળ[2] છેક, કહું છું વિચારીરે.
છે કુંચન રજ છાંટીઆં,———નરનારીરે;
ગુલજલ[3] બહેક બહેક, કહું છું વિચારીરે. ૬

કોણ અભાગી આ ચીલો,———નરનારીરે;
છોડી હીંડે કુવાટ, કહું છું વિચારીરે.
મારગ પણ એ પાંસરો,———નરનારીરે;
નહિ ભો કે ન ઉચાટ, કહું છું વિચારીરે. ૭

ચીલાથી ચૂકી જરા,———નરનારીરે;
આડાં અવળાં ન જાઓ! કહું છું વિચારીરે.
ઠગવાડીના ઠાઠથી,———નરનારીરે;
ભૂલી શીદ ભરમાઓ! કહું છું વિચારીરે. ૮

ચીલો ચૂક્યાં તેમણે,———નરનારીરે;
આખર ખાધીજ થાપ, કહું છું વિચારીરે.

---

૧ સ્વાભાવિક રીતે. ૨ સપાટ. ૩ ગુલાબજળ.

પર વીતે ચેતેજ, તે——નરનારીરે;
ખરાંજ ચતુરાં બાપ +! કહું છું વિચારીરે. ૯

આજ ચોંસે ચાલી ગયાં,——નરનારીરે;
પૂર્વે સર્વે સુજાણ, કહું છું વિચારીરે.

પામ્યા પરમાનંદ પદ, નરનારીરે;
નિશ્ચલ નવલની વાણ, કહું છું વિચારીરે. ૧૦

---

## "मारी भरतभूमि"—स्वदेशस्तोत्र.

### गरबी.

મારી ભરતભૂમિ!

રૂપાળી સુયશાળી, સુશીલ પુનિત
તારા ચરણ ચૂમી, } ટેક.

આનંદે વંદુ જય હરદમ × નિત્ય!
સૌ સૌમાં કાંક વિશેષ છે!—
પણ તું તો અલૌકિક એકજ છે!—
મારી ભરતભૂમિ૦— ૧

કોણ આવે હિમાલયની હારે?
કોહિનૂરે અન્ય હીરા હારે;

---

+ એ મારા બાપ એટલે વા'લા જે પારકાને વીતે તે જોઈનેજ પોતે ચેતી ચાલે, તેજ ખરેખરાં ચતુર સમજવા, મતલબ કે અનીતિના ખાડામાં જે પડે છે તે ગમે એટલાં ચતરાં (ચતુરાં) થઈને ફરે છે, પણ ખરૂં જોતાં જરાએ ચતુર નથી.

× પ્રત્યેક શ્વાસની સાથે, હમેશાં.

વણુ શેલડી સરસ સાકર ક્યારે?
મારી ભરતભૂમિ૦— ૨

શી ફળદ્રુપતા સ્થળ સ્થળ સોહે!–
નવરંગી રમણી મુજ મનડાં મોહે!–
જાણે વાડી વિશ્વંભરનીજ હોએ.–
મારી ભરતભૂમિ૦— ૩

સાથે વિશ્વંભર વાલી તું ઝાઝી,
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી;
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી.–
મારી ભરતભૂમિ૦— ૪

દેખો દુનિયા મરે છે દીલ દાઝી,
પણ ફીકર ન રાખ પ્રભુ તું રાજી;
હાય! હાલ તેની છે ઇતરાજી!–
મારી ભરતભૂમિ૦— ૫

તારો વાંક નથીજ, તથાપિ એ,
અમે ભ્રષ્ટ કપૂત મૂઢ પાપીએ;
દેર છેક ડુબ્યો!—હજીએ!—
મારી ભરતભૂમિ૦— ૬

મદ, આળસ, ઈર્ષા ને અનીતિ,
મતિ મતલબી, આંધળી નીચ અતિ;
સુખ સાર્વજનિક સમજે ન રતિ.–
મારી ભરતભૂમિ૦— ૭

જાણી જન્મભૂમિભક્તિ તો નામે નહિ,
એક પેટની વેઠ અખંડ લહી;

ઉંચી ઓડ બળદીએ કીધી ન કહી.-
મારી ભરતભૂમિ૦— ૮

એવા જનને ધિક ધિક ધિક્કજ છે,
કીડી કાગડા એથી તો ઠીકજ છે;
જેને જાતિની દાઝ અધિકજ છે!-
મારી ભરતભૂમિ૦— ૯

હોટેંટાટ, કાફીર જે કહો,
જંગલીમાં જંગલી જે લોકો;
જન્મભૂમિ[1] ભજન અનભિજ્ઞ ન કો.-
મારી ભરતભૂમિ૦— ૧૦

સ્ત્રીઓ પણ અબળા જે બાકી,
તેણે દેશભક્તિ સબળા દાખી;
ઈતિહાસ છેજ એનો સાખી.-
મારી ભરતભૂમિ૦— ૧૧

જન જન્મી જન્મભૂમિ જે ન ચાહે,
સૃષ્ટિક્રમ વિરૂદ્ધજ રાક્ષસ એ,
રે રાક્ષસ રુડા સ્વપક્ષે રહે!-
મારી ભરતભૂમિ૦— ૧૨

આવા ભ્રષ્ટ સંગે ભંડાઈ માતા,
જે જગતને સુજનતા[2] મૂળ ગાતા;
જેનો જસ જશવંત હજી પણ ગાતા.-
મારી ભરતભૂમિ૦— ૧૩

---

૧ જન્મભૂમિની ભક્તિથી અજાણ્યા કોઈ જંગલી લોક પણ નથી.
૨. સુધારો (Civilisation)

તું તો સત્ત્વગુણી તત્ત્વજ વેત્તા,
દેશ દેશથી પંડિત જ્યાં વહેતા;
થઈ શિષ્ય સહોત્સાહે રહેતા.–
મારી ભરતભૂમિ૦— ૧૪

તારાં કાર્ય ત્યારે યવને ભાળ્યાં,
મહા શીળ, નિર્મળ, બુદ્ધિવાળાં;
આ ! "દેવાં કમાડે પડે ન તાળાં."–
મારી ભરતભૂમિ૦— ૧૫

સેવું નિત્ય પુનિત તવ રજ ભૂમિ,
ધન્ય ભાગ્ય **નવલ**ની તું જન્મભૂમિ;
તારી ભક્તિ રગેરગ રહીજ ઘૂમી.–
મારી ભરતભૂમિ૦— ૧૬

---

## एकज वेण राखवा विषे.

### राग बेळावर.

સદા રાખોરે, સદા રાખોરે, શાણાં સુજન સુજાણ, } ટેક.
એક વેણુ સુસત્યનું. }

એકજ વેણુ ઉપર ચાલે, જુઓ,
સંસારનોરે, સંસારનોરે, બધો કાર વે'વાર,
હોય લાખોની આપ લે,
લોક ધંધારે, લોક ધંધારે, કરે ધમધોકાર—એકજ વેણુ૦ ૧

એકે વેણે વીટયું વિશ્વ કાં,
વેપારી રે, નરનારી રે, નોકર ને શેઠ;
સર્વ જીવે રાજા પ્રજા,
વિશ્વાસેરે, વિશ્વાસેરે, ખરે વિશ્વમાં નેટ—એકજ વેણુ૦ ૨

એક વેણુ વિના તો પા ઘડી,
ક્યમ ભેળાંરે, ક્યમ ભેળાંરે, રહી શકે કો જન?
જઈ જંગલમાં એકેક્થી,
શું છૂટાંરે, શું છૂટાંરે, વસે જોજન જોજન—એકજ૦ ૩

એક વેણુ વિના ગુણ કોટિધા,
હોય તોપણુરે, હોય તોપણુરે, તેનું કોડી ન મૂલ;
બાળક પણ હાંસી કરે,
"એ તો જાુઠોરે", મળ્યું ડા'પણ ધૂળ!—એકજ૦ ૪

એક વેણુ વિના નર રડવડે,
જ્યમ રોડુંરે, જ્યમ રોડુંરે, ખર્યું ભીંતથી હોય;
ઠામ ન ઠરવાનો મળે,
ભમે ભૂલ્યોરે, ભમે ભૂલ્યોરે, બની બા'વરો સોય—એકજ૦ ૫

એક વેણ ગયું તો સૌ ગયું,
સૌ તુચ્છજરે, સૌ તુચ્છજરે, ગણે તરણાથી લોક;
થાય હડે હડે જાય જ્યાં,
પછી સાચુંરે, કદી સાચુંરે, બોલે તે પણ ફોક—એકજ૦ ૬

એક વેણ કારણ દારુણ શાં,
દુઃખ વેઠયાંરે, દુઃખ વેઠયાં રે, હરિશ્ચંદ્રે અખેદ!
ભૂપ† ભલોરે પેલો ફ્રાન્સનો!
આવી આપે જે, આવી આપે જે, પડયો પાછો કેદ!—એકજ૦ ૭

---

† ફ્રાન્સનો રાજા જોન જે લડાઈમાં હારી ઇંગ્લાંડમાં કેદ પડયો હતો તે કેટલાક કોલકરાર કરી પોતાના રાજ્યમાં પાછો આવ્યો, પણ લોકે તે શરતો કબુલ ન રાખી તેથી એ સત્યવાદી રાજા પોતાના વેણ ખાતર આપોઆપ પાછો ગયો અને ત્યાં કેદખાનું ભોગવ્યું.

એક વેણુ સત્યનું રાખતાં,
સુખ નિશ્ચયરે, સુખ નિશ્ચયરે, બેઉ લોકે થોક;
નિશ્ચય વાર નવલ કવે,
અરે માનોરે, અરે માનોરે, જગતના લોક!-એકજ૦ ૮.

---

## જૂઠું નહિ બોલવા વિષે.

### ધોળ-રાગ બેલાવરનું.

જીવ કદીએ રે, નહિ વદીએ રે, જરા જૂઠ વચન; } ટેક.
જૂઠે [1]જાન એ રે [2]જહાનમાં. }

આપી ઈશે વિશેષ પશુ થકી,
અલ્યા વાણીરે, દયા આણીરે, કહેવા ઉરના વિચાર;
તે તો ઢાંકી ઢુમેરી તેં,
જગ ઠગવારે, જગ ઠગવારે, માંડયો વાણી વ્યાપાર! જૂઠે જાન. ૧
સૂણ! સત્ય સંસારનો સ્તંભ છે,
જે આધારેરે, જે આધારેરે, એ ઉભો બીન ધાક;
જે વણ કડડ તૂટી પડે,
જેને આંખેરે, વણ શાખેરે, ધારે જઈનું ન શાક. જૂઠે જાન. ૨
રે! શાખ ભુંડીજ જુઠાતણી!
છતાં સાચુંરે, છતાં સાચુંરે, એનું જુઠું મનાય;
જોવા આવ્યો સાચ, પણ,
પેસો ખૂસોરે, પાડી ખૂસોરે, મુઓ મૂર્ખ વૃથાય. જૂઠે જાન. ૩
જીવ! જીભ શીદ જૂઠે વટાળીએ?
વદે જૂઠ તો રે, વદે જૂઠ તો રે, ગૂઢ પાપી જંન;

---

૧. નુકસાન, ખરાબી. ૨. દુનિયામાં. આ લોકમાં ને પરલોકમાં.

પાપ પોતાનાં ઢાંકવા,
ન ઢંકાયજરે, ન ઢંકાયજરે, જાણુ નિશ્ચય મંન. જૂઠે જાન૦ ૪

ભુંડું છાણુ ઉંડી ગોઝારમાં,
ધર્યું ઢાંકીરે, ધર્યું ઢાંકીરે, ઊંડે ગંધાઈ આપ !
થૂ થૂ થૂ થાયજ તથા,
વૃથા બાંધેરે, મૂઢ બાંધેરે, ગાંડે એકનાં બે પાપ ! જૂઠે જાન૦ ૫

જીવ નિશ્ચય કરીને જાણુ તું,
તરે સત્યજરે, તરે સત્યજરે, ડૂબે જુઠું ઝાઝ;
તદપિ કાગળની કરામતી,
એ શા અર્થનુંરે, એ શા અર્થનુંરે, શોભે તાબુતમાંજ ! —
જૂઠે જાન૦ ૬

છે જૂઠ જંજાળની જાળ જ્યાં,
એકે બીજુંરે, બીજે ત્રીજુંરે, ગુંથ્યું ગણ્યું ન ગણાય;
શું સંભાળે અભાગીઓ,
ઝટ જોતાંરે, ઝટ જોતાંરે, કો ટપ્પ ઝલાય. જૂઠે જાન૦ ૭

વાંક નજ કર, પણ કદી થાય તો,
સાચે સાચુંરે, સાચે સાચુંરે, માની માગને માફ;
માફજ મળશે સો વસા,
નહિ તોએરે, નહિ તોએરે, ટળશે અંતર તાપ. જૂઠે જાન૦ ૮

જો અંતર્જામી અંતરે,
તે રાજીરે, રહે રાજીરે, વહે ઉર આનંદ;
અતુલ અનુપ નિજાનંદ છે,
નિજાનંદનેરે, નિજાનંદનેરે, જાણે શુંજ મતિમંદ? જૂઠે જાન૦ ૯

છે સત્યસ્વરૂપજ શ્રી પ્રભુ,
એને વા'લુંરે, અન્ય વા'લુંરે, નથી સત્ય સમાન;
છે સત્યસ્વરૂપને પરભવી,
ક્યાં રહેશોરે, શું કહેશોરે, પૂછે નવલ નિદાન. જાૂડે જાન૦ ૧૦

---

## બાળકપર પ્રીતિ એ સ્ત્રીનું ભૂષણ છે.

### રાગ હાલરડાનો.

વનિતા કુળવંતી બોલાવે વા'લે બાળને,
મીઠાં અમૃત ઝરતાં નયણે વયણે નિત્ય;
નિત્યજ ખંતેથી ખાવાનાં ખેલવણાં તથા,
આપે કેળવણી સુખકરણી સુંદર રીત. વનિતા૦ ૧

વનિતા કુળવંતી, ને વા'લ અપારજ બાળપર,—
પછી તે પોતીકું, પરનું કે જેનું હોય;—
એને હૈયે ઉમળકો આવેજ જોઈજ બાળને,
વા'લે બોલાવે તે વેળા શી સો'ય? વનિતા૦ ૨

આંખો હીરાસી ઓપે! હસતું મુખ શું મધુર!
શોભે શાં સુંદર મનરંજન ખંજન ગાલ!
ઉઘડી અર્ધ અધરપરવાળી સુવર્ણ ઝબૂકતી,—
ઝબક્યું ઝગળળ જાણે નિર્મળ દીલનું વા'લ. વનિતા૦ ૩

એની વાણી તો નરમાશ મિઠાશ અજબ ભરી,
જેણે બાળકનાં મન વશ થઈ જાયજ સે'જ;
એને દેખે કે દોડી ભેટે હેતે અતિ,
એનું કહ્યું કરે સઘળું હરખે હરખેજ! વનિતા૦ ૪

રે વણુ કહે અતિ મન વર્તે છે તે તો સદા,
રડતાં રખે દુભાયે એનું દયાળુ દીલ;
છરાયાં છોરૂં પરાયાં પણ રે એને કલ્યાણગરા,
સાચે જાદુગરૂંજ જોવું એનું સુશીલ! વનિતા૦ ૫

એનું કારણ પણ આછું નથી, સમજવું સે'લ છે,
સમજો સુંદરીઓ! ઓ! હિંદની આપે આજ;
એ નથી પીટયા કહી કદીએ બાળ ધબેડતી,
જે છે નહિ નારીનાં પણ કૃત્યાનાં કાજ. વનિતા૦ ૬

લાજે કુળવંતી બોલતાંએ ઉંચે સ્વરે,
તો તે નિજ બાળક પર કેમજ હોય કઠોર!
વાણી કડવી કઠોર બાળ નઠોરજ હોય,
વાણી વા'લપની વશ કરે હરાયાં ઢોર. વનિતા૦ ૭

વાણી વા'લપની વદવા સરજી છે સુંદરી,
રહી છે સુંદરીની સુંદરતા વા'લપ માંહ્ય;
વા'લપ બાળ પર જામે જ્યારે શશી પૂર્ણ સમ,
ત્યારે નવલ અલૌકિક દેવીજ છે દેખાય! વનિતા૦ ૮

---

## विश्वंभरनो उपकार.

### ગીતચંદ્રાવળા નાના (ધ્રુવાખ્યાનનો રાગ)

જે જે! વિશ્વંભરનાથ; હું તને વંદુ વારંવાર;
વારંવાર તું જે કરે જનપ્રતિ પ્રતિદિન ઉપકાર,
જે ઉપકાર ન હુંથી ગણાય;
અનહદ હદમાં કેમજ માય!

દહાડો રાત, પ્રભાત ને સાંજ
પળપળ સંભાળો છો રાજ! જે જે૦ ૧

પાળે, સંભાળે સદા તું તો અખલ જગતમાં જન,
જળચર ભૂચર, ખેચરને, વળી ઈતરેચર પણ અન્ય.
અન્ય હશે બ્રહ્માંડ અખંડે,
તે સર્વેનાં દુઃખ તું ખંડે;
એક અનંત તું પુરૂં કરે;
આહા! આ તે અકળજ ખરે! જે જે૦ ૨

અકળ, અરૂપ, અનુપને હું કેવા! તે કહું કેમ?
તેમ એક આ તો દીસે નિત્ય કરવું વિશ્વનું ક્ષેમ!
વિશ્વનું ક્ષેમ ચહે ચિત નિત્ય,
કુંજરથી તે કીડી સહીત;
સર્વેની સંભાળ સમાન,
લે છે દેવ દયાજ નિધાન. જે જે૦ ૩

દયાનિધાન! કૃપાળુ! ઓ! કરુણાળુ કીરતાર!
છે વિધવિધના વિશ્વમાં ભર્યાં અન્નઉદકભંડાર.
અન્નઉદકભંડાર ભર્યાં તે,
ખાઈ જીવે છે જગતજ ખાંતે;
ખાજ સુખદ, ને સ્વાદે ભર્યાં,
વિધવિધનાં જે જાય ન ગણ્યાં. જે જે૦ ૪

જાય ગણ્યાં નહિ સર્વે તે સુખસાધન તેં જે કીધ,
વૃક્ષ, વનસ્પતિ, વેલી ને પશુ પક્ષી ખનિજ વિવિધ.
પશુ પક્ષી વિવિધના હોયે,
નદી ડુંગરીએ મનડાં મોહે;

શો કહું આકાશે સુંદર બહાર !
ધન ! ધન ! ઈશ રસ દાતાર. જે જો૦ ૫

ઈશ્વર તું ઉપકાર તો કરે જન્મ્યાં ત્યાંથીજ સાર,
રે ! જન્મ્યાં પહેલાંય તેં પય નીપજાવ્યું નિરધાર.

નીપજાવ્યું નિરધાર તેં દૂધ,
તારી તો છે અગમજ બુદ્ધ !
અગમ ખેલ તો તારો અરે !
રુધિરનું દૂધ કોણુજ કરે ! જે જો૦ ૬

દૂધ કર્યુંજ રુધિરનું અતિ શુદ્ધ સરસ ગુણકારૂં,
એ ગુણ ભૂલે એવું તે કોણ લૂણહરામી નઠારૂં ?

લૂણહરામી નઠારૂંજ હશે,
તે વિશ્વંભરને ભૂલશે;
વિશ્વંભરના ગુણ અનંત,
ગાય પશુ પંખી જીવ જંત ! જે જો૦ ૭

જંત ઝીણાં જળબિંદુમાં અગણ્યાં આંખે ન જણાય,
તે સર્વે સંભાળથી ઘડયાં કરી કરામત કાય.

કરી કરામત તેં તો વડી,
સુખકર સર્વે અવયવો ઘડી;
તે પ્રત્યેકનું પોષણ થાય,
તેવા સાજ સૃજ્યા વળી ત્યાંય. જે જો૦ ૮

સાજ સૃજ્યા સુખના જગે જગરાજ ધરી દીલ દાઝ,
દાઝ અધિક ધરી વળી મૂકી બુદ્ધિ માણસમાંજ.

બુદ્ધિ વિવેકને જાણો અમૂલ્ય,
એ ભવસાગરનો છે પુલ;

પૂલ ભવાબ્ધિનો બાંધી હસ્યા,
અંતર્જામી રૂપે વળી વસ્યા. જે જે૦ ૯

અંતર્જામી ભોમીઓ થઈ, ઉભો ભવાબ્ધિ પૂલ,
પૂલ ચૂકી વેહો તરફ વળે, તો પોકારી કહે ભૂલ.

પોકારી ભૂલ કહે છે તેહ,
વારેવારે વારે છેય;
વળી દયાળુ એ દેવની કૃતિ,
કર તું **નવલ** તત્પ્રત્યે રતિ.* જે જે૦ ૧૦

---

* પ્રીતિ.

**સમાપ્ત.**

પ્રખ્યાત ઇંગ્રેજી નોવલિસ્ટ સર વોલ્ટર સ્કોટ

કૃત

# ટેલીસમેન

અથવા

## તાવીજ

ભાષાંતર કરનાર

ધીમતરામ નવલરામ લક્ષ્મીરામ.

કિંમત રૂ. ૧.

મળવાનું ઠેકાણું:—

બુકસેલર કરસનદાસ નારણદાસ—સુરત.

ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થએલું છે.

## બહાર પડી ચૂકી છે.




ગુજરાતના સુપ્રસિદ્ધ ટીકાકાર

સ્વર્ગસ્થ સાક્ષર

નવલરામ લક્ષ્મીરામ

કૃત

# નવલ-ગ્રંથાવલિ

## શાળોપયોગી આવૃત્તિ

## ભાગ ૧

સંશોધન કરનાર

રા. રા. સાક્ષર હીરાલાલ વી. શ્રોફ.

બી. એ.

કિંમત રૂ. ૧-૪-૦

મળવાનું ઠેકાણું:—

બુકસેલર કરસનદાસ નારણદાસ

સુરત.


